REGISTERED No

માહાત્માઓની વિભૂતિ.

# विजय ध्वनि.

સંગીત.

આવૃત્તિ પહેલી પ્રત ૩૦૦

શ્રીમન્મહાત્મા પંડિતજી યમુનાદાસજી મહારાજ
સણીઆવાલાના અનુમોદનથી પ્રકાશ કર્યું.

कर्त्ता

## मयाशंकर नथुराम व्यास

बारडोली.

( સણીયા હેમાદ તાલુકે ચોર્યાસીની લો. બો.
નિશાળના મેહેતાજી ઈ. સ. ૧૯૦૭ )

અમદાવાદ—યુનાઇટેડ પ્રિંટિંગ કં૦ પ્રેસ.



કિં. ચાર આના.

વિષય.

## અનુક્રમણિકા.



વગેરે પરચુરણ બાબતનો ધાર્મિક સમાવેશ કર્યો છે.

# ઉપોદઘાત.



આ વિજય વિભૂતિ તે આ ભારત ભૂમીમાં થઈ ગયલા મહાત્મા-ઓની છે. તેઓએ પોતાનો સર્વકાળ એટલે આખું જીવન વર્ણાશ્રમ ધર્મ પાળીને શ્રેય માર્ગમાં ગાળ્યું છે; અને જગત કલ્યાણાર્થે અભિન્ન ભાવથી તત્વજ્ઞાનના પુસ્તકો પોતાની પાછળ મૂકયા છે. જ્યાં સુધી આપણા માહા-ના તત્વજ્ઞાનના ગ્રંથોનું રહસ્ય સદગુરૂ દ્વારા જાણ્યું નથી, ત્યાં સુધી આપણી વિભ્રમ પામેલી બુદ્ધિની સ્થિરતા થવાની નથી. અનંતકાળથી આપણો જીવ અનહદ શરીરોને ધારણ કરતો છતો મનુષ્ય દેહમાં આવેછે, અને એવા અનંત મનુષ્ય દેહથી છટકી જઈ વળી લક્ષ ચોર્યાશીમાં પડી મહા દુઃખો ભોગવે છે; પણ જ્યારે મનુષ્ય દેહ મળતાં તે સાથે મોક્ષની ઇચ્છા અને સંત પુરૂષ (મહાત્મા)ના આશ્રયથી ફરજીયાત શિક્ષણને ધાર-ણ કરે છે, ત્યારે તે પોતાને માટે શ્રેષ્ઠ અખંડ શાંતિ મેળવી શકે છે. આ-મ દરેક માણસ પોતેજ પોતાનો તારનાર અને મારનાર બની શકે છે, આપણે જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ અને સંસારિક દુઃખમાં રીબાતા હાય-હાયના પોકારો પાડતા જઈએ છીએ, અને ફરી દેહ ધારણ કરીએ છીએ ન મટાડવાની આપણી પોતાનીજ ફરજ છે. સદગુરૂઓ માર્ગોને બતાવી શકે છે. નબળા માર્ગપર ચાલનાર મનુષ્યોને આપણા સદગુરૂઓ પોતાની પાસે આવવા દેશે નહિ. માટે આપણી પોતાની ઉન્નતિ અર્થે આ-પણું પોતાનુંજ બળ કામે લગાડવાનું છે ભારત ભૂમિના સુભાગ્યે માહા-ત્માઓના તત્વ જ્ઞાનના ગ્રંથો ગુજરાતિ ટીકા સહીત ઘણા જથામાં બહાર પડયા છે, પણ તેનું અનુકરણ કરનાર ઘણા થોડા છે. બ્રહદારણ્ય જીવન મુક્ત, ગોડપાદાચાર્ય, ઇશોપ, મુંડકોપ, યોગવાસિષ્ઠ, છાંદોગ્ય, કઠોપ, ભ-ગીતા, સ્વારાજ્ય સિદ્ધિ, ઇત્યાદિમાંના સંસ્કૃત સ્લોકો અને તેનું રહસ્ય ખરેખરૂં મારા સમજવામાં આવ્યું, ત્યારે એવા ગ્રંથોપર મને એ-બધો મોહ ઉત્પન્ન થયો કે જ્યારે જ્યારે સંસ્કૃત સ્લોકો યાદ ન આવે, ત્યારે ત્યારે તે ઉપરથી ગુજરાતિ ભાષામાં છંદ, કવિતા, પદ, રાગો, રાગણી બનાવીને તેના રહસ્યને મગજમાં લેતો હતો. તેજ છંદ પદ ઇત્યા-દિને આ ચોપડી દ્વારા કોઈ સંસ્કૃત ન સમજનાર ધર્મ જીજ્ઞાસુ માટે બ-

હાર પાડવા મારા મિત્રમંડળના વિચાર સાથે મળતા થઇ પ્રયોજન મળ્યું. એમાં દોષાદિક જે જે જોવામાં આવે તે દરગુજર કરી મને કોઇ પણ પ્રેમીજન જણાવશે, તો તે પર ખાસ મારૂં ધ્યાન ખેંચીશ. મારી ફરજ એટલીજ હું સમજુછું કે જે યત્કિંચિત મેં કર્યું છે, તે ભ્રાતૃભાવથી આપ સર્વ ભાઇઓની સેવામાં હાજર કરવું. આમ સમજી આ પ્રાસાદિ ગ્રહણ કરવા સર્વ ભાઇઓને મારી વિનંતી છે.

આ પુસ્તક બહાર પાડવામાં સુરત સગરામપરાની કારીગર શેરીના રહીશ રા૦ જોશી ઘેલાભાઈ તરફથી સારી મદદ મળી છે.

૧૯૬૩ ના ચૈત્રશુદી ૨ બારડોલી જી–સુરત.

મયાશંકર.



ॐ श्री गुरुपरमात्मने नमः

# श्रीविजय ध्वनि.

१९८९

## પુષ્પાંજલી.

### સાર્દુલવિક્રીડીત.

કેવી રમ્ય વિશાળ ભાળ નગરી, દર્પણ વિષે શોભતી.
તેમજ એ પ્રતિમાં નિજાંતર ગતે, કેવી મુને દીપતી;
માયા ઉદ્ભુત પામી એમ હૃદયે, રૂપે ઘણે ન્યાળતી,
આતમ વૃત્તિ સ્વતઃ પ્રબોધ સમયે, અદ્વય રૂપે ભાસતી. ૧

બીજાંતર નિત અંકુરો જેમ રહે, આ વિશ્વ તેવું હતું,
માયાને કલ્પિત કાળ કળથી, વિચિત્રથી ચીતર્યું;
સ્વેચ્છાએ કરી જ્યાં વિલાસ અતિશે, વ્યાપી રહ્યા અંગમાં,
એવા શ્રીગુરૂ મૂર્તિને નમુંનમું, રાખો સદા સંગમાં. ૨

સ્ત્રી બાળક જડ અંધ ને કંઇ જનો, બકવા અતિશે કરે,
ઇન્દ્રી ચંચળ દેહ બુદ્ધિ જીવને, હું છુ વળી કંઇ કહે;
માયા શક્તિ અગાઢ કારણ મહા, વ્યામોહ સંહારતા,
એવા શ્રીગુરૂ મૂર્તિને નમુંનમું, અજ્ઞાન મુજ ટાળતા. ૩

ગ્રાસ્યો ચંદ્ર અને દિવાકર જુઓ, જેવી રીતે રાહુએ,
માયાએ સન્માત્રરૂપ પુરૂષને, બાંધ્યો ખરે ! બાહુએ;
સ્વેચ્છા દેહ ધરી વિલાશ કરતા, માયાવી કે યોગીઓ,
એવા શ્રીગુરૂ મૂર્તિને નમુંનમું, તારે ઘણા રોગીઓ. ૪

જેનું સ્ફુરણ છે મહા સતરૂપે, પણ તે *અસત્ ભાસતું,
નિશ્ચે "તત્વમસિ" એ વેદ વચને, પ્રત્યક્ષ બોધાવતું;
જે શાક્ષાત્કરનાર આ ભુવનમાં, સંસાર સાગર તર્યા,
એવા શ્રીગુરૂ મૂર્તિને નમુંનમું, અર્થો મનર્થો સર્યા. ૫

છીદ્રો જ્યાં અતિશે વસ્યા ઘટ વિષે, દીવો કર્યો ઉદરે,
જેનું તેમજ જ્ઞાન ચક્ષુરાદિ કરણે, વ્યાપ્યું સ્વતઃ અંગરે;
હું જાણું પછી ભાસમાન જગતમાં, ભાસ્યું પછી સર્વરે,
એવા શ્રીગુરૂ મૂર્તિને નમુંનમું, ટાળ્યો મહા ગર્વરે. ૬

---

*અસત વસ્તુના સંગથી અસત્ ભાસે છે. મ. ન.

પૃથ્વી સૂર્ય અકાશ તેજ જળને, વાયુ વળી ચંદ્રમાં,
સાથે પુરૂષ મળી ચરાચર સ્વરૂપ, વ્યાપ્યું સ્વતઃ અંગમાં;
પરમાત્મા વિણુ અન્ય કાંઇ જગમાં, સર્વે નિરર્થક દિસે,
એવા શ્રીગુરૂ મૂર્તિને નમુંનમું, લાવો મળ્યો જગ વિષે. ૭
હું છું તે અનુવર્તમાન કરતો, સર્વે અવસ્થા વિષે,
વ્યાખ્યા જે તણી મૌન બ્રહ્મતત્વે, ને મુખ આનંદ રૂપે;
જે સર્વાત્મક થઈ અહંપદ તજી, શાંતિ અખંડ પામતા;
એવા શ્રી ગુરૂ મૂર્તિને નમુંનમું, સત્સંગથી ઝામતા. ૮
કેવળ અસ્ત થયું યથાસ્થિત જગત્, વ્યવહાર કરતે છતે,
ઇર્ષા હર્ષ અને ભયે મુક્ત થઈ, સુખ દુઃખ માને ન તે;
સેવે સ્થાન અચળ કિંવા ચળ અને, સંકલ્પ ત્યાગે સદા,
એવા શ્રી ગુરૂ મૂર્તિને નમુંનમું, સેવો મયા સર્વદા. ૯

---

## પ્રારંભ.

### શાર્દુલવિક્રિડિત છંદ.

વર્ણાશ્રમ ધર્મ અને તપવડે, શુધ ચિત્ત ધર નેમને,
વૈરાગ્યાદિ ચતુષ્ટય સાધન થકી, સેવો હરિ પ્રેમને;
કર્ત્તા કોણુ ? અને જગત્ બિજના, કારણુ ઉપાદાનને,
ધરજો એજ પ્રબળ વિચાર સ્વરૂપે, એ જ્ઞાન ભંડારને. ૧

### શ્લોક.

શાંધો મહાન્તો મહિમા વસેલા,
ભવસાગરેથી, પોતે તરેલા;
કેવળ કરૂણા દર્શાવનારા,
વસંત પેરે, જગ તારનારા.

### મહી દીપનારાહે બે માત્રા વધારે.

કર્મવડે દેહ યોગ થાય સર્વ પ્રાણીને;
દેહયોગે ભોગરોગ, પ્રીયા પ્રિય માણીને. ૧
પ્રીયા પ્રિય કર્મ રાગ દ્વેષ પ્રવર્તાવીને;
જ્ઞાન વિના પુનઃદેહ યોગ ઉપજાવીને. ૨
એમ નિત્ય ચક્રવત્ સંસાર વિસ્તરાય છે;
દેવ જ્ઞાન થતાં સર્વ પાશ હાની થાય છે. ૩

ક્લેશ માત્ર ક્ષીણુ થતાં જન્મ મૃત્યુ જાય છે;
જગ અસત્ય બ્રહ્મ સત્ય, જ્ઞાનથી જણાય છે. ૪
અત્ર કર્મજીત લોક, ક્ષીણુ પામી જાય છે;
તત્ર પુણ્યજીત લોક ક્ષીણુ તેમ થાય છે. ૫
અગ્નિ જે ઇંધણુ વિનાનો, સ્થાનમાં ભરાય છે;
વૃત્તિ ક્ષિણુ થતાં ચિદધિ સ્થાનમાં સમાય છે. ૬
સર્ગ શબ્દ અર્થરૂપ પામતાં અધોગતિ;
સર્ગ અર્થ બ્રહ્મરૂપ માન જે મયામતિ. ૭

**શાખી.**

દ્રષ્ટી જ્ઞાનમયી કરી, જગત્ બ્રહ્મમય જોય;
પરમોદારજ યોગ એ, સાધે વિરલા કોય.

**મનહરછંદ.**

કોઈ માને વેદ અને કોઈ માને સાંખ્ય યોગ,
કોઈ ગણે પાશુપત વૈષ્ણવકો માનતા;
જૈન કોઈ શ્રેષ્ઠ ગણે, બુદ્ધને કો અતિ ચાહે;
કબીરા, નાનક રામાનુજ કો પીછાણતા. ૧
ઇસુ ચાહે કોઈ અને ચાહે બીજો ઇસલામી,
જરતોસ્તી યાહુદી આદિને અન્ય જાણતા;
પ્રસ્થાનો છે ભિન્ન ભિન્ન જગતે ગણાય એમ,
રૂચી અનુસારે ધર્મ સર્વ કોઈ માણતા. ૨
કરતા વિતંડા લોક, અમારો મારગ સત્ય,
બીજા બધા કુટીલને, અસત પ્રમાણતા;
જળ માત્રને સમુદ્ર ગમ્યતો જણાય જેમ,
સર્વનો તું ગમ્ય એક, શી ! ! પ્રભુ ગહનતા. ૩

---

## ચલતી.

(કોરબકી મરજી ક્યા જાને, દુનિયાં મતલબ અપના જાને) એ રાગે.

જો નહિ જાણે તે જાણેછે, કોઈ જાણે તે નરનવ જાણે,
કોઈ વેદ ભણ્યા વિણુ જાણે છે, કોઈ વેદ ભણી નરનવ જાણે ટેક.
વેદાંત વિષે નિષ્ણાત બને,
એ બ્રહ્મ વરતા કુશળ ભણે;

વૃત્તિ પણ રાગે માણે છે, કોઈ જાણે તે નરનવ જાણે. જો નહિ જાણે ॥
દુર્જન સાધુતા પામે કહાં
મૈનાક મૃદુ કેમ થાએ અહાં
કડછી રસ પાક ન જાણેછે, કોઈ જાણે તે નરનવ જાણે જો નહી જાણે ॥
કલિયુગ થતાં સૌ બ્રહ્મ બકે
ને કર્મ ભ્રષ્ટ થઈ બહુજ વકે
એ ઉદર શિશ્ન પરાયણ છે, કોઈ જાણે તે નરનવ જાણે. જો નહી ॥

## પદ.

કર પ્રભુ સંગાથે દ્રઢ પ્રીતડીરે—એ રાગ.

ભાવ વૃત્તિથી ભાવત્વ પામશેરે; સુન્ય વૃત્તિથી સુન્યત્વ થાય,
બ્રહ્મ વૃત્તિથી પૂર્ણત્વ જાણજેરે. ॥ ટેક ॥
કર પૂર્ણત્વનો અભ્યાસ તુંરે; બંધ મોક્ષ દશાથી રહીત ॥ બ્રહ્મવૃત્તિથી ॥
એને પરમાર્થતા અમો જાણીએરે; દ્વીત્વ એકત્વ અસંત
વર્જીત ॥ બ્રહ્મવૃત્તિ ॥
વાચા મનમાં સમાવજો પ્રેમથીરે; મન આત્માને આત્મ મહદાત્મે ॥ બ્રહ્મ ॥
અંતરદ્રષ્ટી ખીલાવ યોગાભ્યાસથીરે; બાહ્ય વૃત્તિથી પૂર્ણત્વ પામ ॥ બ્રહ્મ ॥

## ગરબી.

નામ જપીસ નિત તારૂં, સુંદીર સામલીઆ;—એ રાગ.

શ્રી સદ્‌ગુરૂ શરણે રહી, દ્રઢ ભક્તિ રાખો;
સ્વાર્થ અધમતા છોડી, અમૃતરસ ચાખો. શ્રી સદ્‌ગુરૂ.
દીવ્ય શાંતિ આનંદ અનુભવશો,
જીવન નિરૂપાધિક મેળવશો,
મનોવિકાર જીતી જગ તરશો,
દોષા દોષ વિવેકે, સદ્‌ગુરૂ રસ ચાખો. શ્રી સદ્‌ગુરૂ.
ઇન્દ્રી વિજય સાધો સતસંગે
કર્મજાળ ગુંથો નવ અંગે
દ્વેષ રાગ તજી રહો ઉમંગે
જ્ઞાન કુહાડીએ બંધન કાપી નાખો. શ્રી સદ્‌ગુરૂ.
કલ્પ વૃક્ષ એવા મુજ ગુરૂને
શરણે જઇ શીખ્યો અનુભવને

પરિત્રણુ છેદી દઇ આનંદને
હૃદય ગુહામાં કહે મયા પ્રીતમ ભાખો. શ્રી સદગુર.

પદ.

ભૂતલ ભક્તિ પદારથ મોટો, ત્રણ લોકમાં નાહિરે;–એ રાગ.
કેશવ કિરતન કલિજુગ માહી, શ્રેષ્ઠ પદારથ માન્યોરે,
ભજન થકી ભવ ભટકણુ ભાંગે, મોક્ષગતી નર પામ્યોરે. કેશવ.
વિધી તંત્રોક્તે સગુણુ ઉપાસન, દ્વાપર જુગમાં કરતારે;
ત્રેતાજુગમાં વેદ વિહીત યજ્ઞોથી કેશવ સ્મરતારે. કેશવ.
કૃત જુગમાં મન ઇન્દ્રી નિગ્રહ મુસ્કેલી બહુ પડતીરે;
ભજને કલિમાં કેશવ મળશે, સેંજે મૂક્તિ જડતીરે. કેશવ.
ચિત્તવૃત્તિ અટકાવી મનને, કેશવ પ્રત્યે લગાવેરે;
ચિન્તન કરતાં દિવ્ય પુરૂષનું, દેખી આનંદ આવેરે. કેશવ.
ઘરધંધો કે હરકામે નિત સ્મરણુ ન ભૂલે તેતોરે;
દ્રષ્ટી પોતાની જાએ જ્યાં જ્યાં, કેશવ દર્શન લેતોરે. કેશવ.
અનંતભાવે ભિન ભિન રૂપે, કેશવ પ્રગટયો જગમાંરે;
રૂપ અભેદ સમજાએ ત્યારે, આનંદ વ્યાપે તનમાંરે. કેશવ.
મહામુનિ કપિલે દેવહુતિને, સાધન મોક્ષ જણાવ્યુંરે;
ભકિત પ્રભુની ગુણુ ગાતાંતો, કેશવ નામ ભજાવ્યુંરે. કેશવ.
ધ્રુવજી નારદને પ્રહલાદે, સગુણુ ઉપાસન કીધુંરે;
કેશવનામ સ્મરણુથી મયાએ, વિખ તજી અમૃત પીધુંરે. કેશવ.

## વિષયજાળ.

### શાર્દૂલવિક્રીડીત છંદ.

ગોરી ગોખ ઉપરથકી પ્રિયભણી, શું મુખ મલકાવતી;
આઘેથી વ્યભિચાર ભાવ ધરતી, ને આંખ ફરકાવતી;
તાણે તે પ્રિયને અતિ ઝપટથી, ભેટાડતી ભાવથી;
બુદ્ધિને વિષયાભિ મુખ કરીને, વિસ્મૃતિમાં લાવતી. ૧
બુદ્ધિ દોષ વડે પડયાં પંડિતો, નારી તણા ફંદમાં;
માય પ્રાજ્ઞ છતાં પરાઙ મુખતા, પામી મચે છંદમાં;
કોઇ અમૃત મેળવે ધીરજથી, વિભ્રમ નવ પામતા;
અધ્રુવે ધ્રુવ પ્રાર્થના નવ કરે, આતંમ નિહાળતાં. ૨

## હરીગીત છંદ.

આ જન્મરૂપ તળાવમાં, દુર્વાસના એક દોરા છે;
તે દોરીએ ગલ માંસ પિંડનો, નારી રૂપે ધોરીછે;
તે ભોગની ભુમિકા બનીને, સ્વાદ અમૃત લાર્ગોઓ;
જો મનુષ રૂપી મત્સ્યને ઝટ પકડી મરડી નાંખીઓ. ૧

માતંગ ભ્રંગ પતંગ મીન વળી, પાંચમો કુરંગજો,
પ્રત્યેક એક સ્વતઃ વિષયથી, હણાયા નિજ સંગજો;
તો એક એવો જન પ્રમાદી, પાંચ વિષયો સેવતો,
તું જાણજે એ ફંદમાં, એ હણાયો તતખેવતો. ૨

કદિ વિષય તુજ ચિરકાલ રહે, પણ વખત આવે તે ખશે,
તો જવામાં શો ફેર પડશે, નવ તજો તો પણ જશે;
સ્વાતંત્ર્ય રીતે તે જશે તો, અતુલ દુઃખ તુજ આપશે,
પણ જો તમો પોતે તજો તો, અનંત શમ સુખ લાવશે. ૩

ક્ષુધા તૃષાથી મૂકતને ભય મોહ મૃત્યુ પાર છે,
ક્ષેત્રજ્ઞ સર્વાંતર રહ્યો સૌ ક્ષેત્રમાં નિરધાર છે;
પુત્રૈષણા લોકૈષણા વિતૈષણાના ત્યાગને,
તે જાણીને ભિક્ષાચરે બ્રાહ્મણો સેવે યાગને. ૪

### નટ.

વિકાળ વ્યાલ રૂપ કાળ, મુખ વિકાશી ગ્રાસતો,
ઝટપટ કંઠે પકડી મરડી, તનછોડી નાસતો,
અરે જાય ! જીવ જાય ! નવહાય, રહીઆંય, વિકાળ વ્યાલ,
નવ તજયો જગતનો પ્યાર,
નહિ કર્યો સત્ય વિચાર,
અતિ દુઃખ જોયું સંસાર, ભટકતો પાછો આવતો. વિકાળ વ્યાલ.
સ્ત્રી પુત્રાદિકમાં નાંય,
ગાફલ જીવડો ખેંચાય,
તૃષ્ણાપણ વધતી જાય, ધુળ સુખ માથે ઘાલતો. વિકાળ વ્યાલ,
શત્રુ ખટ બેઠા પાસ,
તે સાથે ભીડો બાથ,
તું પ્રેમ ભકિત લે હાથ, મયો મમતા સૌ કાઢતો. વિકાળ વ્યાલ.

### રાગ મારૂ.

ભૂખ્યા જનને રહે એક સ્વાદ, ઇન્દ્રી વિષય નહી રહે યાદ;
થાએ તેમ બ્રહ્મ દર્શણુ જ્યારે, સર્વે વિષય નાશ થાય ત્યારે.
ઇચ્છા મોક્ષની હોએ જેને, જો થઇ ઇન્દ્રી જાગૃત તેને;
રાખે કાળજી પણુ ન રહેવાય, મન જોરથી ઘસડી જાય;
કરે વિષય વિચાર હમેશ, પ્રીતિ વધશે ને થાશે કલેશ.
ઇચ્છા સમાગમની થાય, જેથી ક્રોધ વ્યાપે તનમાંહે;
ક્રોધે મોહ લાગ્યો દીલમાંય, તેથી સ્મ્રતિ વિભ્રમ થાય.
સ્મ્રતિ વિભ્રમથી બુદ્ધિ જાય, બુદ્ધિ નાશે પોતે નાશ થાય;
દુઃખો શાંત્તિથી નાશ પામે, બુદ્ધિ સમતોલમાં તે વિરામે.
જેનું ચિત્ત ઠેકાણે નથી, તેની બુદ્ધિ ગઇ સર્વેથી;
ધ્યાન તેનાથી નવ થાય, શાંતિ નવ હોએ સદાય.

ગીતા અને બીજાં તત્વજ્ઞાન ઉપરથી બનાવેલાં પદ અને છંદો વીગેરે.

## કર્મ તથા ઉપાસના સમુહ.

### ગરબી.

મમતા મૂકીને, યોગમાં તત્પર રહીને કર્મ જે કરવાં;
સરખું ચિત્તરાખી, પાર પડો કે ફોગટ ફળ નીપજવાં. મમતા.
કર્મયોગ ઘણોછે હલકો, બુદ્ધિ સાથે જોડો તરતતો;
સ્વાર્થની ઇચ્છા છોડી યુદ્ધ કરતો. મમતા મૂકીને.
દુઃખમાં ઉદ્વેગ નવ થાય, સુખે આનંદ નહિ જ્યાં જણાય;
રાગ ભયને ક્રોધ નાશ થાય. મમતા મૂકીને.
કૂર્મ અવયવ ખેંચે તનમાં, વિષયો ત્યાગ થાએ મનમાં;
બુદ્ધિ સમતોલ હોય જે નરમાં. મમતા મૂકીને.

(અર્જુન કહે છે.)

### ધનાશ્રી.

હે પરબ્રહ્મ મહેશ, આપો સદનીતિ જ્ઞાન હમેશ. ટેક.
જ્ઞાન કહોછો ઉત્તમ કર્મથી, કર્મ કરૂં કયમ લેશ. આપો સદનીતિ.
કર્મ કહો કરવાને સૂજ્ઞન, નવ સમજાય મહેશ. આપો સદનીતિ.
ઉલટ પુલટ સમજાવો શું મુજને, ગુંચવો મુજને નરેશ. આપો.
જે આ ભયંકર યુધથી મારા, વધશે પિતૃને દ્વેષ. આપો સદનીતિ.

## ગજલ.

(શ્રી કૃષ્ણ ભગવાન કહેછે.)

કેટલાક યોગી કર્મના, કેટલાક યોગી જ્ઞાનના;
પ્રારબ્ધને વશ કર્મ છે, માટે જોડા તું કર્મમાં.
જ્ઞાનયોગ ઉત્તમ જ્ઞાન ખોવાય કર્મ છોડયા થકી;
વિકર્મ કર્મ અકર્મ એ, ત્રણ ભાગ કર્મ તણા નકી. ૨
વિકર્મ છોડી અકર્મ સમજી કર્મ કરવાં તાહરે;
આ ધર્મ એવોછે દેહનો દીનદીન કર્મ થયા કરે. ૩
કાયીક કર્મ જો બંધ હોય તો, મન કર્મ કર્યા કરે;
અશકય છે ત્યાગ કર્મનો આ જીવ કર્મને વશ ખરે.

### અર્જુનનો પ્રશ્ન.

આગ લગાડી, ઝેરજ આપી, ખેતર લેવું ત્રીજું;
સ્ત્રીધન ગ્રહણ જબરજસ્તીથી, અસી લઇ સામું છઠું;
વિભુજી મારા યુધ મુજને નવ રાચે.

### મારૂ.

કર્યો જેણે નાશ આત્મ કુળનો, તેથી નાશ થાએ કુળ ધર્મનો;
કર્યો જેણે ધર્મ તણો નાશ, તેનો આખા કુળમાં લાગે પાશ.
સ્ત્રીઓ તેની થાય દોષ વાળી, કુજાતી સુજાત જગા ખાલી;
જેમાં થાય વર્ણ સંકર જાતી, જાતીતે નરકમાં ગોથાં ખાતી.
જાએ કુળ ધર્મ જાતી ધર્મ, જાણું એ સઘળાં હું મર્મ;

"હે મધુસુદન! હું મરી જઇશ તો કાંઇ હરકત નહિ, પણ મારા પીતરાઇ કૌરવોને અને બીજાં સગાંઓને મારવા ઇચ્છતો નથી. ત્રણ લોકનો વૈભવ મળે તો એમ નહી કરૂ તો આ પૃથ્વીના રાજ્ય માટે એમ થાય!

અરેરે!! એક રાજ્ય વૈભવની તૃષ્ણા સારૂ અમો મોટું પાપ કરવા ગુંથાયા છીએ સગાં અને ગુરૂની હત્યા કરી તેમના રૂધિર વાળા ભોગ અને યુધ કરી મહતા પ્રાપ્ત કરવી એ વિચાર મને દુષ્ટ લાગેછે!"

### આર્યા.

શોક કરી અર્જુને, ગરક બનીને ધનુષબાણ છોડયાં;
બેઠો ખસી જઇ રથમાં, ચાલો સ્વગૃહે યુધ મર્મ તોડયાં.

(કૃષ્ણ પરમાત્મા સમાધાન કરેછે)

(હૃદય સદબુધિ નહી ધારી, મતિ વીપરીત શીદ થઇ મારી) એ રાગ.

પરંતપ શા માટે શોક કરે, ક્ષત્રીનો ધર્મ શોભે નહી ખરે।
હૃદયની દુર્બળતા તુ લહે, બોલે પંડિત જેવું ન આચરે. પરંતપ.
શોક ન કરતાં પંડિતો કાંઈ મુઆં જીવતાંનો આંય
જન્મ ધર્યા પછી જીવને આંતો, ત્રણ અવસ્થા થાય
 બાળ જુવાની ઘડપણ ધરે, બોલે પંડિત જેવું ન આચરે ॥
નિરૂપયોગી વસ્ત્રો ફાટયાનો, ત્યાગજ કરીએ જેમ
નવા વસ્ત્ર ધારણ કરવાં, એ ધર્મ દેહનો તેમ
 એક છોડી બીજી દેહ ધરે—બોલે પંડિત ॥ પરંતપ ॥
અવસ્થાની અંતરનો ક્રમછે, અંતે મૃત્યુ નિસાન
આત્માને કદિ લેપન ન થાએ, દેહ થકી એ ભાન
 હૃદયની દુર્બળતા તું લહે, બોલે પંડિત ॥ પરંતપ ॥
જેને ભેદી ન શકે હથીઆરો, અગ્નિ જેને ન બાળે
પાણીથી ન ભીંજાએ પોતે, શુષ્ક પવનથી ન થાએ
 જન્મને મરણ કદિ નવ ધરે, બોલે પંડિત ॥ પરંતપ ॥

*ચલતી પદ.

દેખાતો નથી બદલાતો નથી, એ વિચારમાં નવ આવી શકે,
તવ શોચ ન કરવો આતમનો, પ્રિય ઘટે નહિ તું એ શું બકે;—ટેક.
કદિ એમ તુ માને આતમને જો, જન્મમરણ નક્કીજ બને.
તોપણ નવ શોકજ કરવો ઘટે, જન્મે તે મૃત્યુમાંજ શમે. દેખાતો નથી.
જીવોનું મૂળ દેખાતું નથી, તેઓનો નાશ દેખાતો નથી,
મધ્યમ સ્થિતી દેખાય તે માટે, શોક તુંને કરવો ન ઘટે. દેખાતો નથી.
જો ધર્મ પોતાનો વિચારીને તારે, ખાલી ધ્રુજારી તુંને ન ઘટે,
પણ લટી જઇ ગાંડીવ નાંખે તો, સ્વર્ગદ્વાર તુજ બંધ થશે. દેખાતો નથી.
યુદ્ધ થતાં જો માર્યો જશે તો, સ્વર્ગ તુંને નક્કી મળશે,
જો કદિ કૌરવ દળ જીત્યો તો, રાજ્ય સુખ અતી ભોગવશે. દેખાતો નથી.

---

*એની દર બીજી લીટી ઉંચા રાગથી લેવાશે. પેહેલી લીટી ધીરે અથવા પેહેલી બે લીટી ધીરે રાગે લઈ ત્રીજી લીટીથી ઉંચો જરા રાગ લો. આડ તાલ.

શ્રીકૃષ્ણાર્જુન

## રાગ માઢ.

હેજનાર્દન સ્વામી, નિષ્ક્રિય પામી, શંકા વામી, સમજાવો છું લગાર—ટેક બેવાર.

ચીત્ત શુદ્ધિ મુજની કરો, ભ્રષ્ટપણાનો નાશ,
કર્મ કર્યાં વિણુ જ્ઞાનનો, સારો કેમ ન બેશે પાસ;
કર્મ આશક્તિ જો રાખી, કીધાં તપાશી, કુળધર્મ દાખી, ધર્મનો થાય નાશ,
હેજનાર્દન સ્વામી,

કુંતા સુત તુજને કહ્યો, કર્મતણો સિદ્ધાંત,
ઇન્દ્રીયો વશ રાખીને, કર્મ યોગ આરંભે ખાંત.
ફળની નિષ્કામવૃત્તિથી, આશારહિતથી, આત્મફરજથી, નિર્વાહસૃષ્ટીનો ખાશ
હેજનાર્દન સ્વામી.

ચિત્ત રાખી આત્મા વિષે, ચલીત ન થાએ મન,
બ્રહ્માર્પણુ સર્વ થતાં, શુદ્ધ થાશે મનને તન.
કર્મના બંધ તોડીને, છૂટા પડીને, તૃષ્ણા છોડીને, જાય સ્વધામે ખાશ.
હેજનાર્દન સ્વામી.

## આર્યા.

મરજી ન હોય પોતાની, છતા જોરથી ધસડે પાપ કરવા,
એવો કોણુ શરીરમાં, દુસ્મન મા'રો સગવે આચરવા.

## પદ.

( શ્રીકૃષ્ણુ કહેછે )

ભરત કુળમાં જન્મ ધરીને, શ્રેષ્ઠ જ્ઞાન તુ લેજે વા'લા,
ઇન્દ્રીઓને તાબે કરીને, આત્મજ્ઞાન તુ ધરજે વા'લા. ૧
મરજી ન હોય પોતાની તોપણ, જોરથી ધસડે કામ વા'લા,
નાશ કરે સઘળાનો એતો, દુસ્મન થઇને લાગ્યો વા'લા. ૨
ઓર ગર્ભને ઢાંકે વળી, દર્પણ મેલે ઢંકાએ વા'લા,
ઢંકાએ ધુમ્રે અગ્નિ તેમ, કામે જ્ઞાન બંધાએ વા'લા. ૩
જ્ઞાની જનોનો શત્રુ થઇને, શ્રેષ્ટપણું એ બતાવે વા'લા,
ઇન્દ્રી મન બુદ્ધિનું સ્થાન, એમાં સ્થાપન થયું છે વા'લા. ૪
ઇન્દ્રી કરતાં મન મોહું છે, મનથી બુદ્ધિ મોટી વા'લા,
સૌથી મોટો આત્મા સમજી, કામ નાશ તું કરજે વા'લા. ૫

## પદ ગાયનરૂપ.

### ( મેં તો કુંદન ફીરી મધુબનમે ) એ રાગે.

યોગ એ કહ્યો મેં વિવસ્વત મુનીને, પૂર્વે સૂર્યે કહ્યો એ મનુને, બેવાર ટેક.
મનુએ કહ્યો ઇક્ષ્વાકુને યોગએ, સુગમ રાજર્ષિજનોને, પૂર્વે સૂર્યે કહ્યોએ
મનુને—યોગએ ॥
ભક્ત જાણી મારો મિત્ર જાણી પ્રિય, શાંતિ કરૂં તુજ મનને
॥ પૂર્વે સૂર્યે ॥ યોગએ ॥
કાળક્રમે વિસ્મૃતિ થઇ છે, યોગ જગાડશે જનને, ॥ પૂર્વે સૂર્યે ॥ યોગએ ॥

અર્જુનને શંકા થઇ મનમાં કહેવા લાગ્યો પ્રભુજી,
સંભવ કેમ એ વાત તમારી, આ શું બકોછો વિભુજી
શું ! આપ પછી એ અવતરયા મુનીઓ,
કૃષ્ણ કહે ઓ પરંતપ મારા, શંકા તુજની ખોટી,
મા'રાં તારાં અનેક જન્મો, મરણ થયાંની કસોટી
તું જાણે નહી, માહાત્માને ખબર છે.

## ગાયન.

### ( આવે ગજાનના ) એ રાગની છાયા.

હું જન્મ મરણ જાણું છું બેવાર ટેક.
હું સ્વરૂપે જન્મ મરણથી રહિત છું, ભક્તોને ભાળુંછું હું જન્મ.
યુગે યુગે હું જન્મ ધરીને, જ્ઞાનીઓનું રક્ષણ કરીને
ધર્મ સ્થાપના કરવામાં સ્વેચ્છાએ જણાઉં છું. હું જન્મ મરણ.
પ્રકૃતિનો આશ્રય લઈ મારે
કર્મ વિલક્ષણ કરવાં ત્યારે
સમજે બરાબર તેને જક્ત ફેરાથી છોડાવું છું. હું જન્મ મરણ.

### ( આહા ! શું કુલીન થયો કમજાત ) એ રાગ.

એવા જ્ઞાની સ્વરૂપ માંહી ઠર્યા. બેવાર ટેક.
પ્રીતિ દે'શત ગુસ્સાને છૂટા કરી, પોતે તલ્લિન થયા એવા જ્ઞાની.
આશરો પોતાનો રાખી કરીને, જ્ઞાન ભંડાર ભર્યા, એવા જ્ઞાની.
મનુષ્ય પોતાને ગણે જેવી રીતે તેવા અનુગ્રહ કર્યા. એવા જ્ઞાની.
કર્મના ફળની ઇચ્છા રાખે તે, દેવોની સેવામાં ઠર્યા. એવા જ્ઞાની.

### પદ ગાયન.

અર્પણ એ બ્રહ્મ છે રે, હોમેલું બ્રહ્મ છે રે—એવાર ટેક.
બ્રહ્મરૂપ અગ્નિમાં હવન કર્યો તે બ્રહ્મજ છે,
હવનવડે જે પ્રાપ્ત થએલું સ્વર્ગ તે બ્રહ્મજ છે. અર્પણ એ.
દૈવ યજ્ઞને સદા કરે, કરનારા યોગી છે
આત્મા હોમે બ્રહ્મરૂપ થઈ, આત્મ યોગી છે. અર્પણ.
સંયમરૂપી અગ્નિમાં, સર્વેન્દ્રિય હોમે છે.
સર્વેન્દ્રિયના કર્મ પ્રાણ, સંયમમાં હોમે છે. અર્પણ.
દ્રવ્યયજ્ઞ તપરૂપ યજ્ઞ વળી જ્ઞાનરૂપ યજ્ઞે,
દ્રઢ વ્રતરૂપથી યત્ન શીલો, પ્રાણ અપાનમાં હોમે. અર્પણ.
કાયા મનવાણીથી થાએ, પરમારથ કરમો.
યજ્ઞરૂપ તે નક્કી સમજો, થાય જેજે ધરમો. અર્પણ.
સર્વ યોગીમાં શ્રેષ્ઠ જ્ઞાન ધરનારા યોગી છે.
મયા કર્મની થાય સમાપ્તિ જ્ઞાને યોગી છે. અર્પણ.

### આર્યા.

જ્ઞાન પામે શ્રદ્ધાળુ, તત્પર નિશદીન ગુરૂતણી સેવા.
ઇન્દ્રિ રાખે નિયમમાં, જાય સ્વધામે શ્રેષ્ઠ શાંતિ લેવા.

### પદ ગાયન.

કર નિષ્કામ કર્મ યોગને—એવાર ટેક.
હે ધનંજયરે કર નિષ્કામ કર્મ યોગને, કર નિષ્કામ.
જ્ઞાનવડે શંશય છેદેલાં, યોગવડે જે કર્મ ત્યાગેલાં.
બંધન થાશે ન તુજને રે, કર નિષ્કામ કર્મ યોગને—કર.
યુધ કરવાને તત્પર થઇને, લોક લાજ થાશે નહિ તુજને.
લોક કલ્યાણ અરથેરે, કર નિષ્કામ કર્મ યોગને—કર.

### ગજલ.

વખાણો આપ પ્રેમથી એ કર્મનો સંન્યાસ,
ફરી વખાણો કર્મ યોગ, ધર્મ શો છે ખાશ. વખાણો.
નક્કી બે માનો માર્ગ શો, બતાવો સ્વામી આપ;
કલ્યાણકારી માર્ગથી, ટળે ત્રિવિધી તાપ. વખાણો.

### ઉત્તર.

માર્ગ એ ઉભય બતાવું જે સન્યાસ યોગ,
ઠીક પણ છે મુજને પ્રિય, શ્રેષ્ઠ કર્મ યોગ;
દ્વેશ ઇચ્છા નવ ધરે, સન્યાસી તે ગણાય;
આરંભે કર્મ યોગને, અશક્ત ચિત્ત થાય.

### અભંગ–છાયા.

સંગને તજીને કેવળ કાયાથી—એ વાર.
મનને બુદ્ધિથી, કર્મો કરે છે. સંગને ત્યજીને.
ફળને ત્યજીને, મોક્ષ રૂપ શાન્તિ—એ વાર.
મોહને છોડીને, દેહ વીચરે છે—સંગને ત્યજીને.
એકાદશ દ્વારે, વશીભૂત થઇને—એ વાર.
આતમાને જુદો દેહથી જુએ છે. સંગને ત્યજીને.
કરતો છતો તે, નથી કાંઈ કરતો;
સમદ્રષ્ટી રાખી, સાર મેળવે છે. સગને ત્યજીને.
આત્મા દેહાદિના કર્ત્તા પણાને,
નિષ્કામ કરમે, પ્રવર્તે છે. સંગને ત્યજીને.
સુખ કરનારી, વસ્તુને પામીને;
લાભ મેળવીને, નવ હરખાતો. સંગને ત્યજીને.
દુઃખ કરનારી, વસ્તુને પામીને;
શોચ નાહી કરતો, તત્વ વેત્તા. સંગને ત્યજીને.

### રાગણી.

યોગ વગરનો અતિ કઠણ સન્યાસ પ્રીય જનને,
યોગ જાણી જે મુની બને તે, બ્રહ્મ નિરખે સૌને. યોગ.

સાંખ્ય યોગ પ્રાચીન સમયથી, એક ગણે ડાહ્યા;
ભિન્ન ગણે છે મુઢ જનો, એકમાં છેતરાયા. યોગ.

સાંખ્ય નિરીશ્વર યોગ તેસેશ્વર, ગણે દર્શનો એક;
વ્યુત્પત્તિ અર્થે ગીતામાં વાપર્યો, સાંખ્ય જ્ઞાન વિશેષ. યોગ.

કર્મ ફ્લાભિ સંધી રહિતએ, યોગ અર્થ જાણો;
ચિત્તની સમતા તેજ યોગએ, અર્થ બિજો માણો. યોગ.

પરમ ગતીના માર્ગરૂપ, એ બન્નેને સમજો;
ઢીલ માર્ગના એક ગૃહણુથી, થાય આત્મ ફૂરજો. યોગ.

**ધનાશ્રી.**

પ્રત્યેક કાર્યે કર્મ પોતાનું બંધાય.—એવાર ટેક.
કર્મ પાછું કારણુરૂપ થઇનેરે, નવીન કર્મ કરાય. પ્રત્યેક.
નવીન કર્મથી કાર્ય ઉપજેરે, વળી નવાં કર્મ થાય. પ્રત્યેક.
કાર્ય કારણુરૂપ વૃદ્ધિ પરંપરરે, કર્મની જાળ ગુંથાય. પ્રત્યેક.
ફલાભિ સંધી રહિત કર્મો પણુરે, બ્રહ્માર્પણુ નવ થાય. પ્રત્યેક.
પીતૃ લોકે ભોગ ભોગવશેરે, એવો પ્રાણી સદાય. પ્રત્યેક.
માટે ઈચ્છા દ્વેપ વિના થઇરે, કર્મ બ્રહ્માર્પણુ થાય. પ્રત્યેક.
બ્રહ્માર્પણુ થયેલા કર્મોથીરે, કર્મની જાળ છૂટાય. પ્રત્યેક.

**પદ.**

સ્વભાવે બ્રહ્મ સામ્ય છે, જણાએ સામ્યતાવડે;
મનથી સામ્ય જે મનુષ્ય, સામ્ય બ્રહ્મ ભોગવે. સ્વભાવે.
સંસાર એવા એ છત્યો,
દેહ પડતાં ન બને બી'તો;
બ્રહ્મ સ્વરૂપમાં જઈ પેંઠો,
સાર્થક જીવ્યું કરી બેઠો;
સ્થીર સ્થીતિથી બ્રહ્મયોગ, પવિત્ર જન એ ભોગવે. સ્વભાવે.
વિષયથી ઇન્દ્રીઓ ખેંચી,
દ્રષ્ટી ભ્રુ મધ્યે લેખી;
આશક્ત ઘણો જોવાને,
કર્ણુનાદ સાંભળવાને;
રંગ અતિશે રંગ મચા જોઇને મઝા પડે. સ્વભાવે.

**પદ.**

સન્યાસી તે નર કેવારે, સન્યાસી કો'ના જેવા;
અકર્મ રહે તે કે'વારે, સન્યાસી કો'ના જેવા. સન્યાસી.
શાસ્ત્રોક્ત કર્મ છોડી દેછે, અક્રિય થઈ બેશી રે'છે;
સંકલ્પો મન કર્યાજ કરે, દાંભિક યોગી એ કેવા. સન્યાસી.
યોગ સિદ્ધિના જે કર્મો, નિષ્ક્રિય થઈ સેવે ધર્મો,

પ્રારબ્ધે પ્રાપ્ત થતાં,કર્મો, કરવાના છે તે કરવાં.
સન્યારી તે નર એવા રે; સન્યાસી કોના જેવા.

ગાયન.

*તોરે રાધે મોરારી...તાનાના દરધીમ, તાનાના દરધીમ. એ વાર.
તોરેના...નાનના...નાનના...નાનના. તોરે રા...ધે મોરારી.
ધીંમ નાદરદાની તોરે રાધે, કૃષ્ણ હુએ પરબ્રહ્મ,
તોરે ધ્યા...નમેં, જ્ઞા નમેં, ચિત્ત હરદમ. તોરે રા...ધે મોરારી.
કર્મ તત્વમેં પ્રવિન હોંકે, દિલભર મનભર તુંમ,
તોરે મા...નમેં, પા...નમેં લેતા આપકું. તોરે રા...ધે મોરારી.
ગુણ કર્મમેં વિભાગ હોંકે, વર્ણ સૃજી હરદમ;
તોરે દા...નમેં, સા...નમે' હુએ પરસન. તોરે રા...ધે મોરારી.

હોરી.

**આતમ આતમનો બન્ધુ. ટેક.
આતમ પરમાનંદ સિંધુ આતમ આતમનો બન્ધુ.
આતમ બન્ધુ આતમ શત્રુ, આતમ બંધ કરાવે;
જ્ઞાની તણો આતમ બન્ધુ છે, બ્રહ્મકાર ચઢાવે, અખંડ આનંદ
મહાવે; આતમ આતમનો બન્ધુ.
અજ્ઞાનીનો આતમ શત્રુ, મોક્ષે આડે આવે;
મોક્ષ થતાં અટકાવ થતો તે, પોતે કારણ કા'વે;
બીજાનો દોષ ન લાવે, આતમ આતમનો બન્ધુ.
પોત પોતાના મન ઇંદ્રીઓ, જીત્યા હોએ જેણે;
સુખ દુઃખ ને માને અપમાને, આતમ અનુભવ તેને,
વિકાર રહે પછી શેણે; આતમ આતમનો—
લક્કડ, લોહું, રૂપુ. કાંચન, મનથી સરખું લેખે,
સુહૃદ મિત્ર શત્રુ સમદર્શી, મુક્ત યોગી સમ દેખે;
મયો આત્મા રૂપ પેખે; આતમ આતમનો.

†ગાયન.

કેમ મતિ નિર્મળ થઈ શી તારી. એ વાર. ટેક.
અકળ કળા આ કેવી મારી. કેમ મતિ—

---

* રાધે શબ્દમાં રા ને લંબાવવાનો વધારે છે. ** આત્મા.
† મલ્લારની છાયામાં પણ લેવાશે. મ. ન.

## સાખી.

યોગ સાધવા તુજને, સ્થાન મળે એકાંત;
પવીત્ર થઈ સુધ આસને, બેશી નવ શે ભ્રાંત;
મસ્તક કટિ ગરદન સીધી લીટીએ,
આસન કર પગવાળી, ધીમે ધીમે આસન કર પગવાળી—કેમમતિ.
દ્રષ્ટી સ્થીર કરી પછી, યોગ્ય સ્થળે તું રાખ,
આંતર ક્રીયાથી થશે, યોગ તણો અભ્યાસ;
ફરી ફરી એવું યુદ્ધ મચાવે. શાંતિ થશે અતિ ભારી
ધીમે ધીમે શાંતિ થશે અતિભારી—કેમમતિ
એથી ઇંદ્રી વશ થશે, નિવૃત થાશે તન,
બ્રહ્મચર્ય તુજ સ્થીર થઇ, આતમ નિષ્ટ જ્યાં મન;
અનન્ય ભાવે મયા મેળવજે, ગતિ નિર્વાણ જે મારી,
ધીમે ધીમે ગતિ નિર્વાણ જે મારી—કેમમતિ.*

## છાયા ગજલ.

યોગનો અધિકાર થવા દ્રઢ નીતિ કરી;
અમુક નીતિ કર તું પ્રીતિ, દીલ મહી જરી. યોગનો.
અતી અહારીને,
નિરાહારીને,
નહિજ યોગ સિદ્ધ થાય પ્રેમ વિણ જરી. યોગનો.
આત આલસ્ય નહિ.
અતિશે શ્રમ નહિ,
મધ્ય વાટ લે એવા મુની ખરેખરી. યોગનો.
અતિ સુએ નહિ,
અતિ જાગે નહિ,
અહાર વિહાર યુક્તથી જે યોગને કરી. યોગનો.

## પદ.

યોગ તણા અભ્યાસે રોકી, મન સ્થીર રહે જેને,
મનવડે આત્મા નિહાળી, આનંદ મળશે તેને;
આ સાર વસ્તુ મેળવી ડગે નહિ એવો પ્રાણીજી.

---

*પ્રીયપતિ રહેજો સહ ધારી.—એ નાટકી રાગ જેવો છે.

સાર પામીને અન્ય લાભ મેળવવા નવ જે ઇચ્છે,
મહાન દુઃખો આવી પડતાં, સાર વસ્તુને પ્રીછે;
તર્ક વિચારે દુઃખ સમંધને તોડી નાંખેજી.
સ્ફટિક સ્વરૂપે રંગ વિનાનો, આત્માને મન જાણો,
વિવિધ રંગ સહવાસે લાગે, પાસ તેવો માણો;
મૂળ સ્વરૂપે આત્માને મન શુદ્ધ જાણોજી.
ભટકતું ચંચળ જ્યારે મન, દોડે ભિન્ન જગાએ,
પકડી પકડીને ચોંટાડશો તો, મનની સ્થીરતા થાએ;
એવા અનુભવથી પરમાનંદ મળશે પ્રાણીજી.

અર્જુન કહે છે.

## લાવણી ઝુલ.

હે મધુસૂદન આવો, કઠણુ યોગ એતો;
મનની ચંચળતા લીધે, નીભે નહિ તેતો.
મન ચંચળ જુસ્સાવાળું, જોરાવર મુજનું;
જેવું વાયુ તણું રોકાણુ, તેમ એ મનનું.

શ્રીકૃષ્ણ કહે છે.—

મન બેશક ચંચળ જાત, રોકી ન શકાએ;
અભ્યાસ અને વૈરાગ્ય થકી રોકાએ.
જે આત્માને વશ કરે, એજ ઉપાએ;
હે મહાબાહુ ! આ યોગ, ઉપાએ થાએ.

## આર્યા.

*મન સ્વરૂપ સમજાવું, તે વિણુ નવ આત્મ જ્ઞાની કોઇ ઠરે;
જન્મ મરણ પણ એથી, ને વળી મોક્ષે એજ મનુષ્ય ધરે.

## નટ.

(મન સ્વરૂપ અને તેની વૃત્તિ)

સંકલ્પ વિકલ્પ થકી આ ઉપજી, આત્મક શાંતિ હૃદય તણી;
એજ વૃત્તિ વિષય ઉપજાવી, દોડાવે તે વિષય ભણી.
દેહાધ્યાસ પણ એજ કરાવે, રાગ દ્વેષ પણ એજ કરે,

*મનનું સ્વરૂપ સમજ્યા વિના આત્માનું સ્વરૂપ સમજાતું નથી.

દેહ દ્વારા સુખદુ:ખ ભોગવે, તૃષ્ણાથી તે દુ:ખ ધરે.
જ્ઞાન વડે એ પ્રદીપ્ત થાએ, અજ્ઞાને એ અંધ બને;
જ્ઞાને આત્મ સંધાન સાંધી લે, અજ્ઞાને આવૃત્તિ કને.
મન શુદ્ધ તો કર્મ શુભને જન હિતકારી કામ કરે;
અશુદ્ધ મનથી સ્વાર્થી અને નીચ, અશુભ કાર્યો થયા કરે.
શોક રાગ ભય મોહ ભાવના, મનની વૃત્તિ એ પણ છે;
બુદ્ધિ ચિત્ત અહંકાર એ વૃત્તિ, મન સ્વરૂપ બને પણ છે.
સુખ દુ:ખથી પોતે જૂદો, એવો અનુભવ વૃતિ કરે;
જન્મ મરણુની રેંટમાળથી, છૂટે એવો જીવ ખરે !

## આર્યા.

અર્જુન—

યોગ સિદ્ધિની પેહેલાં, પ્રયત્ન કરતાં દેહ મૃત્યુ પામ્યો;
એવા શ્રદ્ધાળુની, ગતિ શી થઇને કહાં જૈ વીરામ્યો.

## હીંડી.

શ્રીકૃષ્ણ.—

એવા જીજ્ઞાસુનો કહુછું હું વૃતાંત,
યોગ સિદ્ધી પહેલાં થાએ દેહ અંત;
ઉભય ભ્રષ્ટ સ્થીતિ નથી તેની કાંઈ,
જેના કર્મ કલ્યાણુ કારક શુભ જયાંહી. એવા.
તેની દુર્ગતી વિનાશ કેમ થાએ,
યોગ ભ્રષ્ટ એવા ફરી કરે ઉપાએ;
શુભ કર્મ વતે પ્રાપ્ત જે કરીને,
સ્વર્ગ લોકકે બીજે લોકે ઠરીને. એવા
ભોગ ભોગવી પછીથી આવે અંત,
પુનરજન્મ મૃત્યુ લોક લે નચિંત;
શુધ શ્રીમાનકે ધીમાન ગૃહે જઇને,
ફરી યોગ સાધના કરે ત્યાં રહીને. એવા.
પ્રયત્નો ફરી અધીક ત્યાં કરીને,
આત્મ જ્ઞાન વાસના બળે વધીને;

એમ જ્યાં સુધી ન થાય યોગ સિદ્ધ;
આવો નિયમ મારોછે અતિ પ્રસિદ્ધ. એવા.

પદ.

(ફૂલ્યો શું ફરેછે રે, ભૂલ્યો ભવ કુપમાં પડયો) એ રાગ.
જે મુજપેં શ્રદ્ધા રાખેરે, આત્માનો આશ્રય લઇ,
અનુભવ જ્ઞાને યોગ સાધેરે, જીવ્યું તેનું કૃતાર્થ થઇ. જે મુજપેં.
હજાર મનુષ્યે જ્ઞાનને અર્થે, કોઇકજ યત્ન કરે,
તેમાંથી પણુ કોઇકજ ચિત્તે, જ્ઞાન સ્વરૂપ ધરે;
તત્વ સ્વરૂપને સમજેરે, અંધકાર ગુમ કરી. જે મુજપેં.
શ્રેષ્ઠ પરા પ્રકૃતિછે મારી, નીચી અપરા જાણુ,
પરા પ્રકૃતિ જીવ કહાવે, અપરા સમજાવું આણુ;
પંચ મહાભુત બુદ્ધિરે, અહંકાર અપરાધરી. જે મુજપેં.
વસ્તુ માત્રની ઉત્પત્તિએ બેઉ પ્રકૃતિએ થાય,
વસ્તુ સરવનો પ્રભવ પ્રલય પણુ મુજ વડે ઓળખાય,
પ્રલયને વિષે સ્થીતિરે, સર્વની હુંતો રાખું કરી. જે મુજપેં.
માળાના મણુકાઓ જેવા, સુત્ર લીધે જોડાય,
આખા જગતની સ્થીતિ એવી મારા વડે ઓળખાય;
સર્વનું તત્વ હું છુ રે, સનાતન હુંજ ઠરી. જે મુજપેં.
સત્વ રજસને તમો ગુણુમય, આખી સૃષ્ટી જાણુ;
સર્વ ભાવો મારામાં સમજી, તેમાં હું નહીં આણુ.
ત્રણુ ગુણે મોહ પામ્યુરે, જગત મુને જાણે નહિ. જે મુજપેં.
નથુરામ સુત મયારામની વાણી પરમ નિધાન,
ભગવદ ગીતા આશરે બાંધી, જનસમુહને જાણુ,
કરવા માટે શોધીરે લા'વો લેજો જ્ઞાની ઠરી. જે મુજપેં.

## સંગીત.

( સોતનગરૂ ગએ રહેરે ) એ રાગે.
મમ માયા દુરત્યયારે, એ ત્રણવાર.
સત્વ રજસ તમ ગુણુનીએ, મમમાયા.
માયા તરવી અતિ કઠિણુ છે, માયામાં સૌ ડુલ્યારે,

જેજે જ્ઞાનીઓ મુજને પામ્યા, માયા તરીને ગયારે. મમમાયા.
માયા ઇશ્વરની શકિત છે, જીવની શકિત મન રે,
ઉપજાવે અસત્માંથી સતને, માયા શકિત જો મયારે. મમમાયા.
માયાને મન મોહ ઉપજાવે, ત્રિગુણ મયિ મમમાયારે:
ઉત્પત્તિ સ્થીતિ લય બંનેનેએ, માયાથી વિકાર થયારે. મમમાયા.
માયાને વિક્ષેપ આવરણ, શકિત લાગી જોડેરે;
મનતણી આ સંકલ્પ વિકલ્પ તે શકિત જોઇ છે મયારે. મમ.

## પદ.

( જા સદ્દગુરૂને શરણુરે સૌ શંસય હરશે ) એ રાગ.

સુકૃતના કરનારારે, મુજને ભજનારા;
ચાર ભાગે એવા નરરે, પાડયા મેં સારા.
દુઃખીઆરો જીજ્ઞાસુરે, અર્થીને જ્ઞાની;
તે સૌમાં ચઢીઆતોરે, મોટો મહા જ્ઞાની.
જ્ઞાની મુજને વા'લોરે, હું તેને વા'લો;
જ્ઞાની જનોને પગલેરે, બીજા સૌ ચાલો.
તે જ્ઞાની તે હું તોરે, તે રૂપજ મારૂં;
સત પુરૂષે જીત્યુરે, માયાનું બારૂં.
ઘણા જન્મને અંતેરે તે મુજને પામે;
મયારામ સઘળે છેરે, જ્ઞાની નર જાણે.

### *રેખતો.

*રે ભકિત સકામે જે,
યજન દેવોનું કરશે તે;
અજ્ઞાને તે ન મુજ જાણે,
દ્વીતીય ભાવે બીજો માણે;
વિધી શ્રદ્ધા વડે પૂજે.
માયીક ભાવો તેને સુઝે:

---

* અભેદ ભાવે સર્વ પ્રાણીમાત્રનું કલ્યાણ થાય એવાં કર્મ પ્રયોજવાં. એ નિષ્કામ ભકિતનું સ્વરૂપ—એકજ પરમાત્મા સર્વ ભૂતોમાં વ્યાપ્ત માન રહ્યો છે. એવો મને દ્રઢ સંકલ્પ કરવો.

તેઓની કામનાને તો,
કરૂં દૃઢ આપું હુ ફળતો.

જેજે દેવોને જે પૂજે, તે તેવા ભાવને પામે;
તેના ફળ નાશવાળાં છે, કરે ભક્તિ સકામે જે.
પરમભક્તિ અભેદ ભાવે, ખરા ભક્તો દિલે લાવે;
સ્વરૂપ મારૂં બધે વ્યાપે, એવો જ્યાં ભાવ મન સ્થાપે.
એવા ભાવે જે જે અર્થ, પરાર્થે અંતરગત સ્વાર્થ;
મળે જ્યોતિ મયારામ, હૃદયમાં એજ મુજ કામ.

પદ.

ગોથાં ખાયા કરે, ભર માયા કરે એવાર.
હે અરી સુદન કયાં, હે કુરનંદન અહાં. ગોથાં.
યોગ માયાએ વીંટાયલો રહીને,
દેખા ન દેતો હુંતો કોઇને;
તત નવ જાણીને જીવ અહાં. જન્મ પામ્યા કરે–ગોથાં.
ભૂત ભવિષ્ય વર્તમાન હું જાણું,
મનુષ્ય દેહમાં મળશે આ ટાણું;
અંતે પસ્તાશે જીવ અહાં, ભોળવાયા કરે–ગોથાં.
સતકર્મ જેણે કર્યાં એવાં પ્રાણી,
નવ ભોળવાયે ભૂલવણી જાણી;
આત્માના સંગાથે જીવ અહાં. બ્રહ્મરૂપ ઠરે–ગોથાં.
જન્મ મરણથી છુટા થવાને,
આધાર મા'રો પૂરો માનીને;
અંતકાળે જાણે જીવ અહાં. મયો મોક્ષ ઠરે–ગોથાં.

---

ભક્તિથી પરમાર્થ રૂપ જીવન ઉત્પન્ન થાય છે અને અધમતાનો નાશ થાય છે.

ભક્તિમાં શાંતિ શેળભેળ કરવાથી જીવાત્મા ઉંચતર ગતિ પ્રાપ્ત કરે છે દેહના સર્વ દોષોને દુર કરે છે અને આનંદમય શાંતિને ઉત્પન્ન કરેછે.

સર્વ ભૂતમય પરમાત્માને જાણીને જ્ઞાનીઓ સર્વ ભૂતોનું હીત કરવા તત્પર થઈ રહેછે. એ ભક્તિનું સ્વરૂપ કહેવાય. નિષ્કામ ભક્તિ શ્રેષ્ઠછે

### ઝુલણા છંદ.

જે અધિભૂત અધિદૈવ અધિયજ્ઞને મૂજ જાણી થયા કર્મ યોગી,
જન્મને મરણથી થાય છુટા પડી, બ્રહ્મ ધામે રહ્યા બ્રહ્મભોગી;
પિણ્ડ બ્રહ્માંડના ઐક્યને સમજવા ભાવ ખટ મુજના જે નજાણે,
એમને એમ સમજે નહિ તે વિના, ભાવ તેવી ગતિ તેજ માણે. ૧
સર્વથી શ્રેષ્ઠ કહેવાય અક્ષર અને, અચળ અવિનાશ તે બ્રહ્મ જાણ્યો,
બ્રહ્મને ભાવ પોતાતણો નીપજે, તેજ અધ્યાત્મને મેં વખાણ્યો;
પ્રથક ચૈતન્ય અધ્યાત્મમાં આવીઉં, જીવને જન્મ તે કર્મ ભાવે,
ઉત્પત્તિને સ્થીતિ માટે ક્રીયા જે કહી, તેજ કહેવાય કર્મ સ્વભાવે. ૨
અજ્ઞાન આદિનમાં જડ અને પ્રકૃતિ, ભાવક્ષર નાશ ઓળખાય માયા,
તેજ અધિભૂત ગુણ બ્રહ્મનો જાણીને, ઓળખે બ્રહ્મને જ્ઞાની ડાયા;
ગર્ભહીરણ્ય અધિદૈવ એ પુરૂષ છે, સર્વ પેદા કરે એજ શક્તિ,
યથાર્થ આ અર્થને સમજીને જાણશે, તો તને ભાવથી થાય મુક્તિ. ૩
દેહ વિષે થયા કર્મ જે દેહથી, દેહને વેપ હું જાણનારો,
હું અધિષ્ઠા અને તેજ અધિયજ્ઞ પણ નિયમ એવો મહા ગુહ્ય મારો;
અંતકાળે મતિ હોય જે જીવની, જાણવી તો ગતિ તેજ જેવી,
ભક્તિ જે ભાવની જેવી જેણે કરી, અંતકાળે મતિ થાય તેવી. ૪
જીંદગીમાં શ્રવણ જેવું જીવે કર્યું, ભાવ તેવો ધર્યો જીવ અંતે,
પોતે ઉત્પન્ન કરેલી પોતાની ગતી, પામીને જીવ જોડાય ખાંતે;
સાલ વિક્રમ ઓગણીસ એકસેંટમાં ફાગણે ચોથછે શુક્લપક્ષે;
વસિત્ બારડોલીના વ્યાસ નથુરામને, સુતમયો છંદ એ હૃદયધરશે. ૫

### મહીદીપની છાયા.

યોગ શરણ રહીને સ્મરણ કરતું નિત્ય નાથનું,
વૃત્તિને અટકાવી યોગે, ચિત્ત જોડી રાખતું. યોગ.

નિત્યમાં જે નિત્ય અને, ચેતનમાં ચેતન વિભુ,
સર્વમાં જે એકરૂપ, વ્યાપીને રહ્યું પ્રભુ. યોગ.

સુક્ષ્મમાં જે સુક્ષ્મને, મહાનમાં મહાન છે,
આદિત્ય વર્ણ સૂર્યના જેવો પ્રકાશવાન છે. યોગ.
અચિંત્ય પણ સચિંત્ય છે, જો યોગ જારી રાખશે,

દિવ્ય પરમ પુરૂષને તુજ જ્ઞાન ચક્ષુ ભાળશે. યોગ.
મૃત્યુ સમયે ભક્તિ અને યોગ તણા બળવડે,
આજ્ઞા ચક્રે પ્રાણ સ્થાપી, ધ્યાનથી તું તો પમે. યોગ.

## મીરાંને રાગ.

(સોઈ રામ સમરોરે, મારા આતમના ભંડાર) એ રાગ.
સોહમ્ સત્ સમરોરે, સમજીને આતમરામ,
પરંપદ મળશેરે, પરમાનંદ પુરણ કામ. સોહમ૦
બ્રહ્માની રાત્રી પડતાં તો, પ્રલય જગતનો થાય,
સર્વ ભૂતના સંસ્કારો, બીજે રૂપે રહે સદાય,
સર્ગ ચાલંતાંરે, પાછો ઉદ્‌ભવ સંસાર. સોહમ૦
હજાર યુગનો દિવસ અજનો, રાત્રિ યુગ હજાર,
રાત્રી પ્રલયને દિવસ સર્ગ, અવ્યક્ત વ્યક્ત સંસાર,
એવો ક્રમ નિપજેરે, આ જીવ અનાદિ આમ. સોહમ૦
બ્રહ્મલોકથી સર્વ લોક પુનરાવૃત્તિ પામે,
કલ્પાંત ગતિ મેળવતાં, જન્મ મરણ દુઃખને વામે,
કલ્પને અંતેરે જીવ જન્મ વિલક્ષણ જાણ. સોહમ૦
દ્વંદ્વ મોહથી મુક્ત થએલા યતિઓ ઇચ્છે જેહ,
અનન્ય ચિત્તે નિત્ય મારૂં ચિન્તન કરશે તેહ,
એવા નર જીત્યારે, જીત્યો જેવાએ કામ. સોહમ૦
ચિત્ત અનાહત ચક્ર વિશુદ્ધિ આજ્ઞાચક્ર દ્વારા,
સહસ્રારમાં સ્થાપી પ્રાણ ઓંમકાર મંત્ર મારા,
સદા જાપો જપરે દેખો ત્યાં આતમ રામ. સોહમ૦

## પદ.

અભેદ અનુભવરે, ભરતરાય અભેદ અનુભવરે;
જ્ઞાતા જ્ઞેયને જ્ઞાન વિલયથી અભેદ અનુભવરે. ટેક
કાયા વાચા મન ઇન્દ્રીઓ કર્મ સમર્પણ થાય,
ભક્તને ભાગે રહે શું! બાકી જ્યોતિરૂપ પરખાય,
કરે ઇશ્વરનો અનુભવરે, વા'લા તું મારા અભેદ અનુભવરે. અભેદ.
ઉતરાયણમાં દિવસે અથવા શુક્લ પક્ષની રાત,

યોગ વડે બ્રહ્માંડ ભેદીને, થાય દેહનો ત્યાગ,
યોગીયો કરે તે અનુભવરે, વાલ્લા તું મારા કરજે અનુભવરે. અભેદ.
શુક્લ કૃષ્ણુ બે ગતિ યોગીની વેદને પુરાણે,
કૃષ્ણુ ગતિ આવૃત્તિ અને કલ્પાંત શુક્લે માણે,
શુક્લનો કરજે, અનુભવરે, વાલા તું મા'રા કરજે અનુભવરે. અભેદ.
વેદે યજ્ઞે તપને દાને ઉત્તમ ફળ ત્રામે,
સઘળાં ફળ ઓળંગે યોગી ઉત્તમ ગતિ પામે;
મયા તું કરજે અનુભવરે, જ્યોતિનો કરજે અનુભવરે.

રાગ ધીરાના પદનો.

ગુફા ગ્રંથી ભેદીરે........અમૃતરૂપ જ્ઞાની થયા,
નિત્ય તૃપ્ત પામ્યારે........શુદ્ધ સત્વરૂપ રહ્યા; ગુફાગ્રંથી.
કર્મફળનો અસંગ ત્યજીને પ્રવૃત્ત કર્મકાય,
અદ્વૈતમાં રમતીને યોજીને જડવત લોક વ્યવહાર.
યદચ્છાને આધિન થઇરે, મહાદુઃખ શોક સહ્યા. ગુહાગ્રંથી.
સ્વરૂપના સહજાનંદમાં અતિ લીલા ભોગવતા,
નિસંગ નિર્મળ વિચિત્ર ગતિથી ત્રિભોવન જોગવતા,
સૂર્ય થઇને પ્રતપ્યારે કંઇક વિષ્ણુરૂપ રહ્યા. ગુહાગ્રંથી.
રૂદ્રરૂપે સંહાર કર્યો કોઇ, પદ્મયોનિ પામ્યા,
વિદેહ મુકતો ત્રૈલોકય થઇને સ્વરૂપે વિરામ્યા;
ત્રિકાળે એવા દીઠારે, આત્મ યાજી તરીને ગયા. ગુહાગ્રંથી.
ધર્મ તણી ગ્લાની પામે ને અધર્મ અભ્યુત્થાન,
સાધુ પરિ ત્રણુ અર્થે ઉપજી સર્જતા આત્મ નિધાન;
સ્વઇચ્છાએ દેહ ધારીરે, જ્ઞાની એવી કરતા દયા. ગુહાગ્રંથી.
ભ્રગુ મરીચી અત્રિ પુલસ્ય ક્રતુ વસિષ્ઠ પલાશ,
સનક સનંદન સદાનંદને સનતકુમારો ખાશ;
એ માનસ પુત્રો મયારે, ચૌદ મનુ આદિ લહ્યા. ગુહાગ્રંથી.

## મીરાંનો રાગ.

( કાનુડો ન જાને મારી પ્રીત ) એ રાગે.

ખરેખરી રાજ વિદ્યા રીત, ટેક.
પરંતપ પાગ ગુહ્ય ફલરૂપ, પરમ આનંદ વિદ્યા રીત. ખરેખરી.

શ્રદ્ધા વિનાના કોઇ નર નવ જાણે રે,
ફરી ફરી આ સંસાર જન્મે સરરરરરરરરરે. ખરેખરી.
જ્ઞાન અને કર્મ બેઉ સાથે કરીને રે,
જાણે એવા મારો પાર, વિરલા નરરરરરરરરરે. ખરેખરી.
પજન કરે નિત્ય નમન કરે મુને,
એ જે પોતાને પોતા માય એવા યોગેશ્વરરરરે. ખરેખરી.
ભાવ અભેદે ક્ષેમ યોગજ રાખીરે,
ઓંમ કારે મેલે પોતે પ્રાણ, મયા યોગ કરરરરરરરરે. ખરેખરી.

### મનહર છંદ.

વ્યાપ્યો હું ચૈતન્ય રૂપે, જ્ઞાનથી જોવાય મુને,
સર્વભૂત મુજમાં કલ્પાયલાં મનાય છે;
આકાશે રહેલું સરવે, વાયુનું ગમન જેમ,
હાની કે વિકાર ન આકાશને જણાય છે. ૧

વિકાર જુનાથી કશો વિકાર ન ચેતનને,
સૃષ્ટી લય ઉદ્‌ભવથી વિકાર ન થાય છે;
કલ્પક્ષયે સર્વ વસ્તુ મારી પ્રકૃતિમાં લીન,
કલ્પમાં કર્માનુસાર, જક્ત વિસ્તરાય છે. ૨

સૃષ્ટીની ઉત્પત્તિ લય, સ્થીતી સર્વ મુજ તણા,
અધ્યક્ષપણાએ પ્રકૃતિથી સૌ કરાય છે;
આવા જે સ્વભાવ મારાને સમજે કો ન પ્રાણી,
દેહધારી જાણી તેથી રૂપને ભજાય છે. ૩

આશા કર્મ જ્ઞાન તેના વ્યર્થ ને વિવેકહીન,
મોહીની પ્રકૃતિનો જે આશ્રય કરાય છે;
કર્મ માર્ગે એવા પ્રાણી, પોતાના કામ્યાદિ કર્મ,
સ્વર્ગ પ્રાપ્તી કરીને ત્યાં ફળ ભોગવાય છે. ૪

કર્મ ફળ ભોગવીને, પુણ્ય ક્ષીણે તેઓનાથી,
પાછા મર્ત્ય લોકને આધિન તો થવાય છે;
પુણ્યશીલ બ્રાહ્મણોને, સુદ્ર વૈસ્ય જાતીઓથી,
આશ્રય મારો લેવાથી મુજને પમાય છે. ૫

અનન્ય ભકતોથી મારા અભેદ રૂપ ભજાઈ,
યોગ ક્ષેમે મોક્ષમાર્ગ સેલે મેળવાય છે;

ઉપાસે તે જ્ઞાન યજ્ઞે દઢ વૃત્ત પાળે નિત્યે,
મયારામ ચાહે પ્રીતે એવા મુનિરાય છે. ૬

**મનહર છંદ.**

સામર્થ્ય પ્રભવ સુર ગણો નવ જાણે મારા,
દેવતા ન જાણે મહર્ષિ ન કોઇ જાણશે;
ઉત્પન્ન થયલા તેઓ મુજ થકી જાણે કેમ ?
ગહનગતિને મા'રી કોઇ ન પીછાણશે;
ભૃગુ આદિ સપ્તઋષિ સનકાદિ સ્વયંભુને,
ચૌદ મનુ સર્વ મા'રા ભાવ જેઓ માનશે;
આત્મા રૂપે રહેલો હું સર્વમાં સાક્ષિ સ્વરૂપ,
જાણે જેઓ જ્ઞાન દીપે અનુગ્રહ પામશે;
મનુષ્યોની છાયા જેવો સમંધ માયાને બ્રહ્મ,
છાયા છૂટી નવ પડે માયા કેમ છૂટશે !
દંડવત પ્રણામ કરીને લાંબો સૂઈ જાય,
છાયા મળી જાય તેમ, મયો માયા મુકશે.

**ચલતી.**

આ જીવોમાં આત્મા હુંછું, આ જન્મમરણ જીવવું હુંછું;
આદિત્યોમાં વિષ્ણું હુંછું, આ તેજોમાં સૂરજ હુંછું.
આ મરૂતોમાં મરિચી હુંછું, નક્ષત્રોમાં ચંદર હુંછું;
વેદે સામવેદે હુંછું, દેવોમાં જો વાસવ હુંછું.
આ ઈંદ્રિયોમાં મન હુંછું, આ જીવોમાં શક્તિ હુંછું;
આ રૂદ્રોમાં શંકર હુંછું, આ યક્ષોમાં કુબેર હુંછું.
આ વસુઓમાં પાવક હુંછું, સૌ પર્વતમાં મેરૂ હુંછું;
પ્રોહિતમાં બ્રહસ્પતિ હુંછું, સેનાનીમાં સ્કંદ હુંછું.
પાણીઓમાં દરિયો હુંછુ, ઋષિઓમાં ભૃગુ ઋષિ હુંછું;
યજ્ઞોમાં જપ યજ્ઞ હુંછું, સ્થાવરમાં હિમાલય હુંછું.
વાણીમાં ૐ શબ્દ હુંછું, આ ઝાડોમાં પીપળ હુંછું;
દેવર્ષિમાં નારદ હુંછું, સિધ્ધોમાં કપિલ મુનિ હુંછું.
ગંધર્વે ચિત્ર રથ હુંછું, અશ્વોમાં ઉચ્ચૈ શ્રવ હુંછું;
હાથીમાં ઐરાવત હુંછું, મનુષ્યોમાં રાજા હુંછું.
હથિઆરોમાં વજ્ર હુંછું, ગાયોમાં કામ દુધા હુંછું;

સર્પોમાં વાસુકી હુંછું, ન્યાયોમાં ધર્મ ન્યાય હુંછું.
દૈત્યોમાં પ્રહલાદ હુંછું, વનચર પ્રાણીમાં સિંહ હુંછું;
પક્ષીઓમાં ગરૂડ હુંછું, માછલીઓમાં મગર હુંછું.
ઉત્પત્તિ સ્થીતિ લય હુંછું, મહીનાઓમાં માગશર હુંછું;
ગાયનમાં બ્રહત સામ હુંછું, છંદોમાં ગાયત્રી હુંછું.
જાદવમાં વાસુદેવ હુંછું, પાંડવમાં ધનંજય હુંછું;
કવિરાજોમાં શુક્ર હુંછું, સ્થાવર જંગમ સર્વે હુંછું;
સર્વેમાં વ્યાપેલો હુંછું, મયાએ જાણેલો હુંછું.

**( શું ! નટવર વસંત થઇ થઇ નાચી રહ્યા ) એ રાગે.**

મોહ ભાગ્યો મારો અતિ આનંદ થયો. બેવાર.
આનંદ થયો, પ્રેમાનંદ થયો, મોહ ભાગ્યો.

**સાખી.**

એક અંશથી જગતમાં, વ્યાપી રહ્યાછો નાથ,
સ્વરૂપ આપતું જાણવા, જીજ્ઞાસા થઇ આજ,
અવ્યય સ્વરૂપ જોવાએ જો મારાથી, ત્યારે જાણીશ અધિકારી થયો, મોહ૦

**સાખી.**

અદભુત સ્વરૂપ બતાવવા, પોતે શ્રી અવિનાશ;
જ્ઞાન ચક્ષુ અર્જુનને, આપી કર્યો પ્રકાશ,

**ગરબી.**

વૈરાટ સ્વરૂપ પ્રકાશીઊં, ગભરાયોરે,
હાથ જોડીને શીરસા પ્રણામ, પ્રભુ ગુણ ગાયોરે
અહા ! વિશ્વ બ્રહ્માંડમાં વ્યાપી રહ્યા, મોહ ભાગ્યો મારો૦

**સાખી.**

દેવગણો સિદ્ધગણ પ્રભુ તુજને નામે શીશ,
આદિ લયનું સ્થાન તું, અપરાધ ક્ષમા કર ઇશ.
કાળસ્વરૂપ જોઇ ધૈર્ય ગયુંછે, દિવ્ય ભાવને હું ભૂલી ગયો. મોહ ભાગ્યો.

**સાખી.**

ભૂમીનો ભાર ઉતારવા, સ્વરૂપ ધર્યું નિરધાર
એ સૈન્યોમાં તુજ વિના, જો સર્વ મુઆ થઇ હાર

**ગરબી.**

ષઠ શત્રુને જીત અર્જુન, મેં મારી મૂકયારે
નિમિત માત્ર તું છે એમ જાણુ પામી હાર ચુકયારે

નવ વેદે યજ્ઞને દાને, રૂપ આ દેખેરે
જ્યારે અનન્ય ભક્તિ થાય, તો મુજ પેખેરે
પરમ ભકત મારો મનેજ પામી રહ્યો. મોહ ભાગ્યો૦

## સાખી.

પૂર્ણ સ્વરૂપ બતાવીઉ, શ્રીકૃષ્ણ પ્રભુ કિરતાર
સૌમ્ય સ્વરૂપ માનુષ જોઈ, ખુશી થયો નિરધાર
મારી વૃત્તિ ઠરીને, મયા સ્વસ્થ થયો. મોહ ભાગ્યો.

## શ્લોક.

ભકતો તણા લક્ષણ જો બતાવું,
અનન્ય ચિત્તે તુજને જણાવું;
નહિ દ્વેષ જેને જીવપેં દયા છે,
સૌ મિત્ર જેવા, તેને થયા છે. ૧

મમતા વગરનો થઈ ભૂમિ ચરતો,
સુખદુઃખ પડતાં સમતાજ ધરતો;
રહે નિત્ય યોગી, વળી તે યતાત્મા,
મન બુદ્ધિ તેના અર્પેલ આત્મા. ૨

ચિન્તા ન ધરતો, ચિન્તા ન દેતો,
ભય ક્રોધ છોડી, અનપેક્ષ રહેતો;
નિન્દા સ્તુતિમાં, સમતા ન છોડે,
વ્રત પારિ વાજક, મતિ સ્થીર જોડે. ૩

શિત ઉષ્ણ સરખું અપમાન માને,
સમ ચિત્તને આનંદ આતમાને;
વળી નિત્ય ભક્તિ શ્રદ્ધાથી કરશે,
મયા કેશવને જઇ ત્યારે મળશે. ૪

## શીખરણી છંદ.

પરમ યોગી જાણે, ભજન કરતાં એક હરિને,
સદામન હરિમાંતો, દુઃખદ દરિયો પાર તરીને;
ન શોચે તે કાંઇ, દુઃખ સુખ સરવને વિસરતો,
પરમ અમૃત રસનો, સુખદ પ્યાલો પી ઠરી જતો.
સરવ ધર્મો ત્યાગી, શરણ માન્યું ફકત હરિમાં,
રહ્યો શાશ્વત સૂખે, અહંવૃત્તિ ટાળી જગમાં;

તજ્યાં કામાદિને, સંયમ મન વાણી તન રહે,
સદા સત્વ સ્થૈતે, રહી અસત્કર્મો નવ લહે. ૨
કદિ અપમાને તે, તથા માને સમચિત રહે,
તજી રાગો દ્વેષો, નિયત કર્મોમાં મન લહે;
સદા ધ્યાને યોગે, નચિંત ચિત્તે આતમ જુએ,
મયા મમતા છોડી, પરમભાવે તે ધીર ધરે. ૩

## અષ્ટપદી.

**(નમો આમી મહિષા......સુરમર્દિની) એ રાગે.**

કથ્યું બ્રહ્મ સૂત્રે........બહુ છંદમાં,
મથે તદ્દીજે ન.........ફસે ફંદમાં;
છંદમાં, અનંતમાં, આનંદમાં, સઘનમાં, કથ્યું બ્રહ્મસૂત્રે૦
ઇન્દ્રી દશ ભૂત પંચ તન પંચ માત્ર સુખ દુઃખ ચેતના,
બુદ્ધિ તૃષ્ણા મન અહં, વિકાર સૌ બીજ ક્ષેત્રના......ક્ષેત્રના.
જણાશે ક્ષેત્રજ્ઞ લહો ક્ષેત્રમાં. કથ્યું બ્રહ્મસૂત્રે૦
સહનતા...સરળતા...સુદ્રઢતા...નમ્રતા...
ઇષ્ટાનિષ્ટ વિપત્તિ સંપતિ, જન્મ મૃત્યુ બિમારીમાં,
પુત્ર દાર ગૃહાદિ મમતા, છોડી રહો સમ ચિત્તમાં......ચિત્તમાં...
• મયા ધર દયા દમ, રહે દાનમાં. કથ્યું બ્રહ્મસૂત્રે૦

**(સંઇઆ તોરે પંઇઆ લાગુ બંઇઆં ના મરોર) એ રાગનું ગાયન.**

સદસત યોની ઊંચ નીચ પામે જે અધ્યાસ. ટેક,
બે વાર.

પ્રકૃતિ પુરૂષ બે અનાદિ જાણુ, મન આણુ,
જેવો જે અધ્યાસ, તેવો ગુણ પામે ખાસ;
ત્રણ ગુણો સત્વ રજ તમ કરે જે પ્રકાશ સદસત૦
કાર્ય જે વિકાર અને કારણ પ્રકૃતિરૂપ,
ગુણ માત્ર કરણ, પ્રકૃતિ સંગ ધારે;
ખરે ! વૃત્તિમાં નિવૃત્તિ રાખે મુક્ત નર ખાશ. સદસત૦
દેહ વિષે જ્ઞાન શાક્ષિરૂપ નિર્વાહ કરે,
વિવેક જાણીને નર મહેશ્વર પામી;
ફરી જન્મ નવ પામે મયા તારે અવિનાશ. સદસત૦

( नाथ कैसे गजको बंध छोडायो ) ए रागे.

પ્રકૃતિ ગુણુ સત્વ રજસ તમ જાણો,
સ્થીર જંગમ સર્વે પ્રમાણો, પ્રકૃતિ ગુણુ. ટેક.
મહદ બ્રહ્મ પ્રકૃતિ મુજ યોનિ, ગર્ભ ચિદંશ મુકાણો;
ભૂત માત્ર ઉદ્ભવ ગુણુ પામી, દેહથી બંધ પુરાણો. પ્રકૃતિ૦
માત પ્રકૃતિ પિતાતો મહદબ્રહ્મ, ગુણુ વિભાગ સમાણો;
મહત પ્રકૃતિ અધિષ્ઠાતા બ્રહ્મકો, જાણે મોતીનો દાણો. પ્રકૃતિ૦
નિર્મલ સત્વ પ્રકાશક સુખનો, જ્ઞાન સંગે તે જોડાણો;
નાસ કરે નિર્મુળ રજો તમ, સત્વ વૃદ્ધિ કરે શાણો. પ્રકૃતિ૦
કર્મ પ્રવર્તિ રજોગુણુ વર્તે, લોભ સ્પૃહાએ ભરાણો;
કર્મા રંભને અશાંતિ પ્રસારે, એ વૃદ્ધિ રજોગુણુ જાણો. પ્રકૃતિ૦
મોહ પમાડે તમો ગુણુ ભ્રમને, આળસમાં ઢંકાણો;
જ્ઞાન ઢાંકીને વિસ્મૃતિ કરાવે, ક્રોધે નર બંધાણો. પ્રકૃતિ૦
સાત્વિક કર્મ સુકૃત ફળ આપે, રાજસી કર્મે દુઃખાણો;
તામસી કર્મે અજ્ઞાન વધે પ્રાણી, પામે નર્કની ખાણો. પ્રકૃતિ૦
રાજસ કર્મે ગતિ મધ્ય જીવની, યોનિ મનુષ્યે મુકાણો;
સત્વ પ્રધાન છોડે મયા જીવને, તો જઇને હિરણ્યે વસાણો. પ્રકૃતિ૦

( સંતોરામ નામનો પોંક લીલો લીલોરે હરિ ) એ રાગે.

જો નાશ વગરનું પિપળ ઝાડ કેવું ઉગ્યું છે. બેવાર—ટેક.
ઉંચે જેનું મૂળ જણાએ, ડાળી નીચે પ્રસરી;
વેદ છંદના બન્યા પાંદડાં, જ્ઞાની જાએ વિસરી. જો નાશ વગરનું૦
રૂપ ન જાણ્યું મૂળ ન જાણ્યું, છેડો કાંઈ ન દીઠો;
એક સ્વરૂપે નવ એ રહેતું, ફરી ફરી ઉદ્ભવ મીઠો. જો નાશ વગરનું૦
સ્થુળ પીપળને પોષણુ પાણી, ગુણુથી પોષણુ એને;
વિષયરૂપ કળીઓ લટકે, વૈરાગ્યે પટકો તેને. જો નાશ વગરનું૦
મારગ શોધો ફરો ન પાછા, મૂળ પુરૂષને પામો;
માન ભુલવણી માયા જીતી, મયા આત્મબળ ઝામો. જો નાશ વગરનું૦

પદ ચલતી.*

પ્રકાશ પોતાનો પોતાને પ્રકાશે,
એવું મમ ધામ અનંત જણાશે. ટેક.

---

* દાદીડી......દા,દીડી......દા,દીડી......દા એ રાગ.

પ્રાચીનથી મુજ એક અંશ જીવરૂપે રહ્યો વિસ્તરી સંગમાં,
શબ્દ સ્પર્શરૂપ ગંધ અને રસ, લઇ મન સાથ ભમે જગમાં. પ્ર. પોતાનો
એક શરીર મૂકી બીજું લે જીવ, ગંધ જગોજગ લેતો ફરે;
ગુણવડે વીંટલાઈ ફરીફરી આશ તહાં લગી જન્મ ધરે. પ્રકાશ પોતાનો.
સ્વસ્થ થઇ શુધ આસન યોગ ક્રિયા કર જોગ જડે તુજને,
આનંદ પ્રેમે મગ્નો તદરૂપ, કહે અતિશાંતિ મળો મુજને. પ્રકાશ પોતાનો.

પદ.

માારૂં મોટું કેવું ધામ છે, એ વાર.
મારૂ સોહં સોહં નામ છે. મારૂ મોટું.
સૂર્ય ન ભાશે, ચંદ્ર ન ભાશે, અગ્નિ ન જ્યાંહી પ્રકાશે,
જો જાશે તો ફરે ન પાછા, પુનરજન્મથી ટળાશે;
મેળવજે તારૂં કામ છે—મારૂ મોટું.
વાચા મન ચક્ષુ અભ્યુદિત જેથી શ્રોત્રને પ્રાણુ,
તેથી ગતિ નવ તેની ત્યાંહી, રહે ઇંદ્રી અજાણુ;
માણુ તું મોજ અતિ આરામ છે—મારૂ મોટું.
પાવક જળવાયુ નવ શસ્ત્રો છેદે ભેદે જેને,
અચળ સનાતન વ્યાપ્યો જગમાં આનંદે લે તેને
તદરૂપ મયા તુજ રામ છે—મારૂ મોટું.

ૐ શબ્દ.

અક્ષર એક મહાન સનાતન, નિર્ગુણ બ્રહ્મ ઉપાસેરે;
સર્વભૂત હિત ચિંતન સંયમ, સમબુદ્ધિજ વિલાસેરે. ટેક.
પરમ પ્રેમમય જ્ઞાની એવા, મુજ મેળવવા તરસેરે;
પ્રાપ્ત કરે કૈવલ્યપદ તેઓ, જન્મ મરણુ નવ ધરશેરે અક્ષર.
પણુ મુશ્કેલી અતિશય તેને, સહાય ન કોઇ કરતારે;
કર્મ ત્યાગ ઇન્દ્રી સંયમથી, દેવો દ્વેષજ ધરતારે. અક્ષર.
ભક્તિ અનન્યે મુજને પામે, સત્વર એવા જ્ઞાનીરે;
વિષય વેગ અટકાવ મયા તું, રહે આતમબળ ઝામીરે. અક્ષર.

ઝુલણાછંદ છાયા.

ત્રિવિધ નિર્દેશ ૐ तत्सत् બ્રહ્મનો, જાણુએ ત્રણુ પદો બ્રહ્મ બોધી,
બ્રહ્મથી વિહીત દ્વીજ વેદ યજ્ઞો થયા, કરજે ઉચ્ચાર ઓં તત્વ શોધી;

દાન તપ યજ્ઞ આદિ ક્રિયા સર્વમાં, કરજે ઉચ્ચાર તું પ્રેમ લાવી,
કર્મ ફળ ત્યાગીને ચિત્ત દ્રઢ રાખજે, એ ખરી રીત શાસ્ત્રે જણાવી. ૧
મર્મ સમજે અને જો જપે હરઘડી, તો મહત્કામ તુજ પુર્ણ થાશે,
મંત્ર જપનારતો સગુણથી નિર્ગુણે, જાશે જયાં પરમ શાંતિ પ્રકાશે;
એ જપી મંત્ર બ્રહ્માએ સૃષ્ટી રચી, પ્રાપ્ત અતિશે થયું જ્ઞાન સારૂં,
ઓ મયા ! જાપ એ મંત્રનો હર જપે, તો થશે સફળ આયુષ તારૂં. ૨

આર્યા.

યજ્ઞ દાન તપ શ્રદ્ધા, સાત્વિક રાજસ તામસ ત્રિવિધ ગણો,
પૂર્વ જન્મ સંસ્કારે, જેને જેવી શ્રદ્ધા આપ ભણો.

હિંડી.

જેને જેવી શ્રદ્ધા તેવી સ્થીતિ પામે,
દેવ પુજન સાત્વિકો કરી વિરામે;
રજસિ રાક્ષસોને તમસી ભૂત પૂજે,
શાસ્ત્ર વિધી વિનાનું ઘોર તપ સુઝે.
શરીર ઇંદ્રીઓને દુઃખ દે અતિશે
એવા આસુરો વસેછે જક્ત વિષે;
એવા દંભનો વિનાશ તુર્ત થાશે,
પુનર જન્મ થકી કદી નહિ ટળાશે.
અહાર તેમ ત્રણ પ્રકારનો ગણાય,
જેથી અંતઃકરણ શુદ્ધ સ્ફુરણ થાય;
સુખ પ્રિતીબળ આરોગ્ય વધે જેમાં,
ગણો સાત્વિકી રસીક રૂચિક તેમાં.
અતિ ઉષ્ણ તિક્ષ્ણ કટ્વ રૂક્ષ અહારો,
દુઃખમય બિમારી રાજસે થનારો;
રસ વિના ઉચ્છિષ્ટ અહાર જે ગણાય,
તમોગુણ વધારનાર તે જણાય.

દોહરા.

શાસ્ત્ર વિધીએ ફળ વિના કરશે યજ્ઞો જોઇ,
સાત્વિક યજ્ઞો જાણીને સર્વ ગ્રહોએ કોઇ.
ફળ આશાથી ધર્મનું ડોળ બતાવા થાય,
એવા યજ્ઞો રાજસી, શાસ્ત્રો ગણે સદાય.

અન્ન દાન વિધી મંત્ર વિણુ યજ્ઞો કરતાં જેહ,
તજો તમો એ યજ્ઞને તામસ કહીએ તેહ. ૩
ગુરૂ બ્રાહ્મણ દ્વીજ દેવનું પૂજન કરતા હોય,
મન વાણીને કર્મથી ભૂત દયા મન જોય. ૪
કથન નિત્ય અભ્યાસને સત્ય વાત અનુરૂપ,
પ્રસંગ વિના નવ બોલવું ધ્યાન ધરે તદરૂપ. ૫
ઇંદ્રી મન નિયમે રહે, *વિષય પ્રતિ અટકાવ,
શુદ્ધિ અંતરમાં અને શ્રદ્ધા અતિ ગરગાવ. ૬
સાત્વીક તપ એ જાણજે સરસે તારૂં કામ,
શારીર, માનસ વાંગમય તપ જાણો એ નામ. ૭
માન મેળવવા તપ કરે, ઢોંગ મચાવે કોય,
રાજસ તપ એ જાણજો એવા નર બહુ હોય. ૮
બે સમજે ઈજા કરે પોતાની જે કાય,
તમોગુણ તપ જાણીને નવ કર એ ઇચ્છાય. ૯
દેશકાળ જોઈ પાત્રને દાન દીએ તત્કાળ,
સાત્વિક દાન ગણાય તે બદલો નહિ લગાર. ૧૦
ઇચ્છા બદલાની જહાં ફળને માટે દાન,
કરતો જન કોઇ તે કહું રજસ દાન નિરવાણ. ૧૧
તિરસ્કારથી દાન દે તમોગુણી કે'વાય,
※રજસ તમસ તજને મથા સત્વે રહે સદાય. ૧૨

## વિવિધ જ્ઞાન વિભાગ.

### ઝુલણાછંદ છાયા.

મોક્ષ આકાશના પૃષ્ટ ઉપર નહિ, નહિજ પાત્તાલ કે પૃથ્વી માંહે;
નહીજ બ્રહ્માંડના કોઇ ગૃહને વિષે, મોક્ષ તુંને જડે દિન જ્યાંહે.
શાસ્ત્ર વિચારીઉ બોધ અતિશે, કર્યો તેણે નવ મોક્ષ તે જીવ જુએ;
પ્રાણનો વિલય અભ્યાસ મન તત્વને વૃત્તિ નિરોધ વિણકાળ ખુએ. ૧

---

* ન કરવાનું કહિ કરવું નહિ. અને જે કર્મ કરવા યોગ્ય છે, તે કર્તવ્ય બુદ્ધિપૂર્વક કરવાં.

※ જ્ઞાન, કર્મ અને કર્તા, બુદ્ધિ અને ધીરજ એ પણ રજો તમો અને સત્વ એમ ત્રણ પ્રકારમાં ગણાય છે.

સ્થિર રહે ઇન્દ્રીઓ પાંચ મન સાથને, બુદ્ધિ ચેષ્ટા કરે નાહિ જ્યારે;
એવી જે ધારણા સ્થિર ઇંદ્રી તણી, પરમ ધામે પડે જીવ ત્યારે.
જ્ઞાન ને તત્વનું નાશ મનનો કરી, વાસના છોડીને મુક્ત થાજે;
ધીરજથી બુદ્ધિને આપી આધાર તજ, કામ ક્રોધાદિ શત્રુ પડયા જે. ૨
પ્રણુવના ધનુષપર આત્મશર ફેંકીને, લક્ષ જે બ્રહ્મનું વેંધી નાંખો;
જ્ઞાનમય દ્રષ્ટીએ બ્રહ્મમય જગતને, જોઇને વૃત્તિ નિરોધ રાખો.
આત્મરૂપ અરણિનું મથન કરવા થકી, ઉદય પામે મહા જ્ઞાનજવાળા;
ઈંધણ અજ્ઞાનરૂપ બાળીને મેળવો, પરમ આનંદનો લાભ વા'લા. ૩
જગત ઉજ્જડ અને અસત આભાસરૂપ નગર ગંધર્વ સમ જ્ઞાની દેખે,
મુખપ્રભા ઉદય કે અસ્ત પામે નહિ, ભોગ પ્રારબ્ધ વત્ સર્વ લેખે;
જીવન અવસાનને શાંતિ આપે અતિ, એજ અભ્યાસ આ જગત માંહે.
બા'ર વ્યવહાર કરતે છતે પણુ મયા, આત્મસુખ ઇચ્છજે જ્યોતિ જ્યાંહે. ૪

### હરગીતછંદ

સંતોષ અમને વલ્કલે તમનેજ ધન અતિ પ્રીય છે,
પ્રીયતાજ સરખી ઉભયને તો કર્મ મુજ નિષ્ક્રિય છે;
પરીતુષ્ટ પામ્યું મન પછી તો કોણુ દીન શ્રીમાન છે,
જે કલેશ કાદવ નહિજ ડો'ળે એજ નર ધીમાન છે. ૧
આ મનોરથના જળ પુરે તૃષ્ણા તરંગે ઉછળી,
દ્રુમ ધૈર્યનો તે ધ્વંશ કરતી, મોહ ધરતી પૂતળી;
મહા ઉંચ ચિંતા તટ થકી તે વેગથી અતિ દોડતી,
વિભ્રમને સ્મૃતિ ભ્રંશથી નરને નહિ તે છોડતી. ૨
શબ્દાદિ વિષયો ત્યાગીને, વિવિક્ત સેવ શરીરને,
વળી રાગ દ્વેષ વિમુક્ત કર ધર ધ્યાન યોગ પરાયણે;
નિર્મુળ તૃષ્ણા છેદશે તો યોગ સરશે તાહેરો,
વૃત્તિ નિરોધ મયા તું ધરજે, બોલ રાખે માહેરો. ૩

### લાવણી.

જે કરે જેવું આચરે તેવો તે થાએ;
આ સૃષ્ટી પ્રવાહે નિયમ જણાયો જાએ. ટેક.
હું ગુહ્ય સનાતન બ્રહ્મ પ્રવચન કરૂંછું;
મરણાન્તે જીવ ક્યાં જાય તેજ હું લહુંછું.

કોઈ મર્ત્ય પ્રાણુકે અપાને જીવે નહિ આંહી;
પણ આશ્રિત પ્રાણાપાન ઉભય જગ માંહી.
જેવું કર્મ જેવું જે શ્રુત યોનિ તે પામે;
કોઈ પ્રપન્ન સ્થાણુત્વે જઇ વિરામે.
પતિ અર્થે પતિ પ્રિય લાગે નહિ સ્ત્રીઓને;
સ્ત્રી અર્થે સ્ત્રી પ્રિય લાગે નહિ પતિઓને.
અરે ! પ્રિય સ્વઅર્થે લાગે સર્વે જગતોને;
તો સ્વદર્શનથી પરમ શાંતિ ભગતોને.
સ્વજે આત્મા રહ્યો અંતરમાં ધર ચિત્ત ધ્યાન;
મયા શ્રવણુ મનન દર્શણુથી ટળે અભિમાન.

પદ.

આતમ એ વસીઓ મુજ હ્રદયે. ટેક.
પ્રાણુથી વા'લો વસીઓ મુજ હ્રદયે. આતમ એ૦
કણુના કણુથી નાનો વસીઓ, વસીઓ મુજ હ્રદયે;
પૃથ્વી કરતાં વિશાળ વસીઓ, સર્વે કામ ગંધ લહે. આતમ એ૦
અંત્રીક્ષથીએ અધીક બની, બને સર્વે લોકથી મોટો;
નિર્ગુણુ નિત્ય નિરંજન નિર્મળ, નિષ્ક્રિય ચિન્મય જોતો. આતમ એ૦
સર્વે ભૂતનો સાક્ષી અંતરમાં, બુદ્ધિ વિના ન જણુાયે;
પોત પોતાને ઉપજે આનંદ, માને નિરંજન રાએ. આતમ એ૦
સમ્યક શરીરથી ઉત્થાન પામી, જ્યોતિ સ્વરૂપે વિલસે;
અભય અમૃતએ બ્રહ્મ કહાવે, ભ્રાંતિ પ્રલિન થઇ તલસે. આતમ એ૦
સેતુ શરીરમાં આતમ મારો, મોહ સમુદ્ર તરાયે;
અત્ર તત્ર વિપત્તિ સહીને, મયા આત્મ રતિ થાયે. આતમ એ૦

પદ.

અંતરમુખ વૃત્તિએ હ્રદયમાં મન રાખો......મન રાખો.
વિધી પ્રમાણે પ્રાણુ રૂંધન કરી મન રાખો......મન રાખો.
હર્ષે આંસુના નેત્ર ભરાય, શરીર રૂવાંટી ઉભી થાય,
અમૃત ધૂનમાં ડૂબી જાય;
તત્વ ખરેખર એજ પરમ છે મન રાખો......મન રાખો. અંતરમુખ૦
પરિણામે હિત સત્ય જણાય,
અનપાયિ ભ્રમ રહિત ગણાય;

સકલ જગત આત્મા લેખાય,
બાહ્ય દ્રષ્ટીથી એમ મયા પણ મન રાખો......મન રાખો. અંતરમુખ•

પદ.

કેમ સતચિત્ત આનંદ થાઉં, કેમ આત્મરૂપ હું જણાઉં. ટેક.
કોઇ સ્થાને સુખ નવ જડીઉં, દુઃખ દુઃખમાં ચિત્ત મુજ પડીઉ;
વિષય જન્ય શબ્દાદિ ઈંદ્રી, સુખ નવ દેખે જ્યાંહે,
સેજ નિવૃત્તિ ચિત્તને મળતાં ફરી ફરી ભ્રાંતિ ત્યાંહે,
એ દોષ વિષયના કેવા, કેમ તજી કરૂં શી સેવા. કેમ સતચીત.
જન્મમરણ અલ્પતા દોષ એ વિષયે પ્રાપ્ત સૌ થાય,
વિષય વિષે ધીમાન તમારી, સુખ બુદ્ધિ કેમ જાય;
કોઇ સ્થાને સુખ નવ જાણું, સતચિત્ત આનંદ કેમ માણું. કેમ સત.
પ્રષ્ણ કર્યો ગુરૂ પાસ મયાએ, ગુરૂ બોલ્યા સાક્ષાત;
વિષયજન્ય વૃત્તિ નિરોધે, વિલય પ્રાણનો સાધ.
મન તત્વ તણા અભ્યાસે, સતચિત આનંદ તું થાશે. કેમ સતચિત.

## तत्वमसि.

### શાર્દુલવિક્રિડિત.

* શોશાએલ સમુદ્ર જે જળ ધરે, પામે નદી ભાવને;
ઉપાધિ નડતાં સમુદ્ર બુદ્ધિ, ભૂલી ગયો આપને.
કહેતો હું નદી હું નદી પણ નહિ, સાગર અરે હુંજ તો;
તેમજ તું સદ્રુપ બ્રહ્મ તેને, માને અલ્યા ભિન્નતો.

### રાગ નટનારાયણ.

પ્રતિબિંબ પડયું ગંગાજલ માંહે અમ્બર મણિનું જેવું,
ચંડાળ તણી વાડીના જળપુર માંહે પ્રતિબિંબ તેવું; ટેક.
કાંચન ઘટમાં પ્રતિબિંબ પડયું, આકાશ તણું એ ! પેલું;
તેવું દીઠું મ્રતિકા ઘટમાં, શું ! વ્યોમ ભોમ થંભેલું. ૨
તરંગ રહિત એવી સહજાનંદ, બુદ્ધિ શું મુજ કે'છે;
પ્રસગ વસ્તુમાં બ્રાહ્મણને ચંડાળ ભેદ ભ્રમ શો છે. ૩
જાગૃતને સ્વપ્ન સુષુપ્તિ ત્રણમાં સંવિત જે વિલસે છે,
સંવિત બ્રહ્માથી પિપિલીકામાં, જગત્ સાક્ષિરૂપ જે છે. ૪

---

* પુર્ણ ભાવને ઠીક કરી સંભાર એમ સ્વારાજ્ય સિધી કહે છે.

હું દશ્ય વસ્તુ નથી કાંઈ એવી દૃઢ બુદ્ધિ થઇ જેને;
તે હોય ભલે ચંડાળ કિંવા દ્વીજ પણ ગુરૂ કહું છું તેને. ૫
જે નવ હરખાતો પ્રિય વસ્તુથી, વિપતિમાં નિશ્ચલરે;
નિત્યાનું ભવરૂપ થઇ નવ લેતો, પ્રથક અનુભવ તેરે. ૬
એ કર્તા ભોક્તા દ્રષ્ટાને વળી કશાય જેવો નાહિ,
તે સ્વયં જ્યોતિરૂપ આતમ મારો, સામ્ય રહ્યો જગ માંહિ. ૭
સાંખ્ય શૈવને જૈન મિમાંસક, મત મુજનો નવ કાંઇ;
વિશિષ્ઠાનું ભવરૂપ આત્મમય શીવ જણાયો જ્યાંહી. ૮
સત્ય એજ મેં નિર્ણય કીધો, વિક્રિયા નવ ધરતો;
અદ્વયતાથી વિકાર ખોતાં, ભેદ ભ્રંમ નવ લેતો. ૯
મદિરામદમાં નર અંધ બની, નહિ રાખે શરીરનું ભાન;
વસ્ત્ર રહ્યાં કે પડયાં નીકળી, તેનું નવ કાંઈ જ્ઞાન. ૧૦
( તેમ ) નશ્વર એવો દેહ દૈવવશ આવે કે કયાં જાય,
નવ કરતો ઇચ્છા સિદ્ધ તેની; સ્વરૂપે રહે સદાય. ૧૧
નિજાનંદ સાગરરૂપ મારા શાંત ગહનમાં જોયું,
જગત ચૂર્ણ કે અસ્તજ પામ્યું નવ સમજ્યો કયાં ખોયું. ૧૨
વેદ સ્મૃતિને પુરાણ પઢીઆં શાસ્ત્ર મહા વિખ્યાત,
પદ પ્રવેશના અનુભવ વિણતું વણિગ્વૃત્તિ સમધાર ૧૩
પશુ મ્લેચ્છ આદિ પણ કોઈ જ્ઞાન દશા આ પામે,
મુક્ત મયા તે જન્મમરણથી શંસય સઘળા વામે. ૧૪

## રેખતો.

ગરૂડ કે શ્યેન, ઉડે આકાશ; ફરે આનંદથી ચોપાસ,
થઈ પોહોળી તું જો આ પાંખ; નીચે ઉંચે ન આવે આંચ,
થતાં મરજી ફર્યાં તે આમ. માળે આવી લીએ આરામ,
તેમજ આ આતમાં મા'રો; પ્રપંચે એ રમ્યો પ્યારો,
ઘણા લીધા અનુભવ જ્યાં. ફર્યો તૃષ્ણા સુધી જગમાં,
ફરી ઉડયા ફરી આવ્યા; કીધા અનુભવ મન ભાવ્યા,
પછી વીરમ્યો સ્વરૂપે તે. પ્રકાશે આપ પોતે તે,
સચ્ચિદાનંદ રૂપે તે; સ્વભાવિકે વસ્યો તે તે,
ન કાંઈ કામના કરતો. ન કાંઈ સ્વમને જોતો,
સ્વરૂપે જઈ મયા વિલસે; અભય એ બ્રહ્મ આતમ છે.

( નવ શોચ કરો શાણા રાજન ) એ રાગે.

તુંને તુંજ અનંતા નંત બન્યો !
કેવી વસ્તુ વિચિત્રની સાથ રમ્યો ! તુંને તુંજ ટેક.
ભાવા ભાવ વિલાસિની સાથે,
કલ્પાયો તું તે સંગાથે,
નિત્ય અનંત વિલાસ રમ્યો; આહા ! નિત્ય અનંત વિલાસ રમ્યો. તુંનેતુંજ.
નિશ્ચય થાતો નથી કાંઈ તુજને,
દેહ સમુહ કેતો તું મુજને;
અંધારે રજ્જુ સર્પ ગણ્યો, આહા ! અંધારે રજ્જુ સર્પ ગણ્યો. તુંનેતુંજ.
દેવ પ્રજાપતિ પિતૃ કે બીજું,
બ્રહ્મા કિંવા ગાંધર્વ કે ત્રીજું;
રૂપ ધડી તુંને તુંજ રહ્યો, આહા ! રૂપ ધડી તુંને તુંજ રહ્યો. તુંનેતુંજ.

રાગ મીરાંબાઈ.

નદીતણાં નીર ચાલ્યાં વે'તાં વે'તાં સમુદ્રમાં મળીઆંરે. બેત્રણવાર.
સમુદ્રને પ્રાપ્ત કરી નામ રૂપ ખોયાંરે, ટેક.
સમુદ્ર બોલાયાં નીર વેતાં વેતાં સમુદ્ર ગણાયાંરે. નદીતણા૰
પુરૂષને પ્રાપ્ત કરી અસ્ત પ્રાણી પામ્યારે,
નામ રૂપ ખોયાં પ્રાણી વેતાં વેતાં પુરૂષ ગણાયારે. નદીતણા૰
અકળ અમૃત બે જીવ શીવ કાહવેરે,
એકરૂપ થાતાં જીવ વેતાં વેતાં પુરૂષ ગણાયારે. નદીતણા૰
રથતણી નાભી માંહે આરા આ સમાયેરે,
કળા જેમાં સ્થીર પામી વેતાં વેતાં પુરૂષ ગણાયારે. નદીતણા૰
વ્યથા નવ પામે મયા દોડ પ્રભુ પાસમાંરે,
રૂપે રૂપે પ્રતિરૂપ વેતાં વેતાં પુરૂષ ગણાયારે. નદીતણા૰

---

*મૃતિકા પિંડે ઘટ ઈંટ નળીઆં, ગોરસના આકાર બન્યા;
વાચા રંભણ નામ વિકારો, સત્ય મૃતિકા એજ ભણ્યા.
મૂળ સુવર્ણે કંઠી દોરા, વીંટી મોહન માદળીઆં;
નામ વિકારો અસત્ય થાતાં, સુવર્ણમાં તેઓ ભળીઆં.
નખ નિતિ કંતનવડે વિકારો, લોહ તણા વિજ્ઞાન થયાં;

* " નરસિંહ મેતો ભક્ત હરિનો જુનાધડનો રેહેવાશી " એ રાગે અહીંથી લો.

વાચા રંભણુ નામ વિકારો, લોહ શબ્દને સત્ય લહ્યાં;
તેમજ આ આદેશ બને જો, એકજમાંથી અનેક બન્યા.
સત્વ અનુરૂપ શ્રદ્ધા થાતાં, એકજ માંહે અનેક સમ્યા;
સકલ જગત આત્મારૂપ જાણો, મેલ અવિદ્યા સ્થીર થઇ;
ધ્યાન ભ્રમરથી ભ્રમર બને કીટ, તેમ બ્રહ્મ થા બ્રહ્મ લહી.

## શ્લોક.

કટકો લવણનો જળમાંહી નાંખ્યો, જળમાં ઓગળતાં આંખે ન ભાસ્યો;
એવો પ્રકાસ્યો જે હું હ્રદયમાં, નહિ ઇંદ્રિયોએ જાણ્યો મને ત્યાં.

## * નટ.

નિત્ય નિત્ય વિભુ તું વસીઓ ચેતનમાં ચેતનરૂપ,
તું એક વસ્યો સર્વાન્તરરૂપે અનુકુળ અધિગત ભૂપ. નિત્ય૦
આ પુર્ણ બન્યુ તે પુર્ણ થયુ, પુર્ણથી પુર્ણ જાણ્યું,
જો પુર્ણમાંહેથી પુર્ણ લીધું તો પુર્ણ શેષ માણ્યું. નિત્ય૦
જ્યાં પ્રભારૂપ સૂર્યમાં દિવસ કે રાત્રી નહિ જાણી,
અજ્ઞાન જ્ઞાન નવ દીઠાં તેમ મેં આત્મ બોધ માણી. નિત્ય૦
આ ભૂત માત્ર જન્મે જેમાંથી, ને જેથી જીવે,
વળી પ્રવેશ પામી વિલીન થયા ક્યાં તે ધ્યાને તું લે. નિત્ય૦
આ અન્ય અન્યને સુંઘે દેખે ચાખે ને બોલે,
જો દ્રષ્ઠા સ્થીરજલ રૂપે એકજ બનીઓ સમતોલે. નિત્ય૦
જે ઉંચે નીચે પુરવ પશ્ચિમ દક્ષિણ ઉત્તર છે,
તે બ્રહ્મ સ્થંભ પર્યંતે આતમ વ્યાપેલો રેછે. નિત્ય૦
નિર્માણ એમ તું કરશે જ્યારે, આત્મ રતિ થાશે;
આત્મ ક્રિડથી સ્વરાટ થઇને આનંદ અનુભવશે. નિત્ય૦
સર્વ દેવને પ્રજાપતિ બ્રહ્મા કે આ ઇંદ્ર,
પ્રથ્વી પાણી તેજ ભૂતાદિ સૂરજ કે ચંદ્ર. નિત્ય૦
આ સ્થાવર જંગમ કે કો પ્રાણી છે પ્રજ્ઞા નેત્રે,
પ્રતિષ્ઠીત પ્રજ્ઞાને જો પ્રજ્ઞાન બ્રહ્મ અત્રે. નિત્ય૦
પાણી પાદ વિણ શિઘ્ર ગૃહીતા અચક્ષુ પણ પાખે,

* નાનકશાહી દાંડીઆ સાથે ઉતાવળથી જે રાગે ગાય છે. તે રાગમાં પણ લેવાય છે. મ. ન.

અકર્યું પણ સાંભળતો સર્વે અમુખ પણ ભાખે. નિત્ય૦
મનથી એને પ્રાપ્ત કરો તો સર્વ સરે અર્થ,
સ્વરાજ્ય સિદ્ધી મેળવજે તું મયા એજ સ્વાર્થ. નિત્ય૦

( પૃથ્વી કહે છે કે )

પદ.

ફીણ જેવો રે ફીણ જેવો. એ વાર.
ક્ષણ ભંગુર આ સંસાર છે ફીણ જેવો. ટેક.
બુદ્ધિવાન રાજાઓનો મુંજ પરછે મોહજ કેવો,
પ્રથમ પોતાપર જયનવ પામ્યા, ક્લેશ ધર્યો શો ! એવોરે, ફીણજેવો
ક્ષણ ભંગુર,

મંત્રી જીત્યા ભ્રાતો જીત્યા, જીત્યા સઘળા શત્રુ;
સમુદ્ર પર્યંત મહિ જીતી પણ મોં આગળ છે મૃત્યુ રે ફીણ જેવો
ક્ષણ ભંગુર.

આ તારામંડળ કદિ જીતે, શું ફળ તું મેળવશે;
મને તજી પૂર્વજો ગયા તુજ, તું પણ મુંજને તજશે રે ફીણ જેવો
ક્ષણ ભંગુર.

યાવત ચંદ્ર દીવાકર સુધી મહી, મુજ વંશોની ખાશ;
એ સાંભળતાં હસું અતિસે, રાય વદે સૌ વાત રે ફીણ જેવો
ક્ષણ ભંગુર.

મેળવતાં જાળવતાં ખોતાં, અનેક દુઃખો પામો;
આત્યંતિક પરમાત્મે પ્રીતિ, રાખી નીશદીન ઝામોરે. ફીણ જેવો
ક્ષણ ભંગુર.

હરિગીત છંદ.

વિશ્વાસ નહિ સ્વાનુભવેતો તર્કનો છેડો નથી,
એ મન્ય તાર્કિક કેમ નિશ્ચય તત્વનો કરશે નકી;
બુદ્ધિ તણા આરોગ્ય અર્થે તર્ક માનો જો તમો,
તો સ્વાનુભવથી તર્ક કરજો પણ કુતર્કે શું ! રમો. ૧
નવ મતિ આવે તર્કથી કોઇ અન્ય તે ઉચ્ચારતો,
સુજ્ઞાન લઇ સ્વાનુભવેથી તત્વને ઉપજાવતો;
અતિ બુદ્ધિ કે બહુ શ્રુતથી નહિ વરે આત્મા કોઇને,
પણ સ્વતઃ આત્મા લભ્ય થાશે, જો કદિ વરશે તને. ૨

બોધ્યા છતાં નવ બોધ પામ્યો, શાસ્ત્ર શા બોધો કરે,
શું ! નરાકૃતિ મંટોડુ બનીઓ વાદ કરવો નવ ઘટે,
તું વદે શાસ્ત્રો દેવ પૂજે કર્મ સત અતિશે કરે,
આત્મૈક બોધ વિના ન મુક્તિ કદિ શત કલ્પે મળે. ૩
ઔષધ તણા અતિ શબ્દથી વ્યાધિ ન મટતો કોઇને,
તો બ્રહ્મ શબ્દે મુક્તિ શોધે ઓ અલ્યા ! શું જોઇને;
વિદ્વાનનું વૈદુષ્ય માત્ર ભુક્તિ અર્થે માનજો,
પરતત્વ જાણ્યા વિણ શાસ્ત્રાધ્યયન નિષ્ફળ જાણજો. ૪
વિશ્રાંતિ પામે બોધથી મન આત્મ પ્રત્યયમાં સમે,
તરવાર જૂદી કોષમાં તેમ શરીરમાં બીજો રમે;
આ હૃદય ગ્રંથી ભેદીને સૌ સંશયો છેદો તમે,
તુજ કર્મ માત્રો ક્ષિણ થાશે, મથા રહેજો શમ દમે. ૫

દોહરો.

ઇચ્છા રાખે વિષયની, નિતી માન દેખાય;
દંભી ડોળ મચાવતો, ગુલામ એ લે ખાય.
ફળ ઉર્વારક પક્વ થઇ, નીચે પડતું જેહ;
લાયક મોક્ષે જન બને, નિશ્ચે જાશે તેહ.
લોહચુંબક આકર્ષણે, લોહ તણાએ જેમ;
ચિન્તન કરતાં બ્રહ્મનું સ્વરૂપ બનીશે તેમ,
બા'ર અને અંતર મહી જે વ્યાપક લેખાય;
પ્રકાશમાં પેશી શકે આળગો રહી સદાય,
અંતરમાંહી પ્રકાશ જે તેવો બા'ર પ્રકાશ;
સર્વ લોકની ઉપરે, અનંત જગીહળ ભાસ,
ઉપર નિચે સર્વમાં અનંત પ્રભુનું ઠામ.
અનંતમાં વ્યાપી રહ્યો અનંત પડીઉં નામ,
હું તું ને આ સર્વમાં અભેદ રૂપે જેહ;
મિલ્કત એકજ સર્વની અખંડ જ્યોતિ તેહ,
અચળ સ્વચ્છ ધર પ્રેમને જા જ્યોતિની પાસ,
બનીઓ ચાથી તું તને બતાવશે તે ખાસ.
એકરૂપ અભેદને હું સર્વાત્મ સ્વરૂપ,
એવો તુજ નિશ્ચય થતાં નવ પામે જગ કૂપ;

સંસારી વસ્તુ મહીં મોજ માણુતા જેહ,
કેવા દુઃખ પામે પછી મયા તોલ કર તેહ.

## ( સુમન સદા સુધારવા ) એ રાગ.

થવાનું તે થયા કરે, નશોચ કાંઈ મન ધરે;
અનાદિ એક ઉપરે, ખચીત મન ગમાવ. ટેક

અનિતી સર્વ છોડ, સંત પ્રિત જોડ,
જાશે તું પરમપદે, એ વેદ શાસ્ત્રમાં વદે;
ઉપાધિને તજી તું દે, સુબુધિબળ જમાવ. થવાનું૦

જન્મમરણુ ટાળ, ભેદ સર્વ બાળ;
આનંદ રૂપ જો બને, ક્ષુધા ત્રુષાદિ નવ દમે;
દારિદ્ર દોષ સૌ સમે, મયા મગન જગાવ. થવાનું તે૦

## મંદાક્રાંતા છંદ.

*અવ્યાકૃતઆ, એક સમયે, એ હતું એજ નામે,
વ્યાકૃત પામ્યું, અધાપિએ, આનું આ આજ ઠામે;
જોતાં જોતાં, રૂપરૂપે, તે પ્રતિ રૂપ પામ્યું,
પાવકમાંથી, સ્ફુલિંગ નિકળ્યાં, તેમ આ જકત જામ્યું. ૧
ઇચ્છા થાતાં, બહુજ ઉપજ્યું, તપતપી સર્વ સર્જ્યું,

* આ જગત ચિદ્ધાતુના ઉદરને વિષે મૃગ નદીના જળની માફક કે સ્વપ્ન નગરના કોટની માફક દેખાય છે. ચિત્તને પોતાના આત્માના જ્યોતિ સ્વરૂપમાં તાદષ્ય કરતાં સર્વ જગતનો બલકે, પીતા, માતા, બન્ધુ, સ્ત્રી, લોક, દેવ, ચોર, ભોગ જોગ ધર્મ, અધર્મ, પાપ, પુણ્ય આદિ સર્વનો લય થઇ જાયછે. ત્યાં હૃદયના સર્વ કામથી તરી જવાય છે. ત્યાં દ્રષ્ટાની દ્રષ્ટીનો વિપરી લોપ થાયજ નહી ! ! કેમકે પોતેજ અવિનાશી રૂપે પોતાને પ્રત્યક્ષ જુએ છે. પોતાથી અન્ય કાંઇ છેજ નહિ. હે પરમાત્મા ! મારા આજ વિચારનું ગૌરવ દિનપ્રતિદીન વૃદ્ધી પામતું થઇ અંતે સત્ય જ્યોતિ પરમજ્યોતિ પરમાનંદ સ્વરૂપ કે જ્યાં તદરૂપ શાંતિજ રહી છે, તે મને પ્રાપ્ત થાઓ. આવી દ્રઢ કલ્પના અને પ્રયાસમાં રહેવાને મહાત્માઓ આપણને સૂચન કરે છે. મ૦ ન૦ વ્યા૦

પ્રવેશ કરીને, અનૃત પામી, આપનું રૂપ વર્જ્યું;
સમાય પાછું, તે અક્ષરમાં, જ્યાંથી એ નીકળ્યું ત્યાં,
ચિત્તના ઉદરે ! જગ જણાયું જાણે જળ મૃગ નદીના. ૨
યત્ન વિચારે, ગુરૂ:પ્રસાદે, સ્વપ્ન જેવું જણાયું,
વિચિત્ર ગતિઆ, શી વિભુ તારી ! ચિત્ત ઉદરે ભણાયું;
ધર્મ અધર્મો કંઈ ન દીઠાં, કારણો કંઇ ન જોયાં,
ભૂત ભવિષ્યો, નવ મેં ભાળ્યાં, સચ્ચિદાનંદ સોયાં, ૩
પિતા ન પિતા, માત બન્ધુ, લોકને દેવ નાહિ,
વેદ અવેદો, સ્તેન અસ્તેનો, ભોગને જોગ ક્યાહી ?
પાપ ન પુણ્યો, શ્રમણ ભ્રુણહા, ને હૃદય કામ નાહિ,
ભિન્ન ન દેખે, અન્ય પોતે, સચ્ચિદાનંદ માંહીં. ૪
જે મુજ ભૂમાં, સૂખ તે મેં, જાણવા રૂપ લીધું.
ધર જીજ્ઞાસા, એર્વી તારી, બ્રહ્મ અદ્વૈત પીધું;
નિત્યજ નિત્યે, ચેતન્ નિત્યે, બહુમાં એક નિત્યે,
સાંખ્યે યોગે, અધિગત થતું, સર્વ પાસોથી મુક્તે. ૫
નવગતિ પોંચે, ચક્ષુનીજો, વાણીને મનની ત્યાં,
કેમ જણાવું ! મતિ ન પોંચે, જાણીએ નવ અમો અહાં;
*આ સંસારે, સત્ય વરતી, સત્ય ધર્મોથી ચાલો,

મંદા ક્રાંતામાં પ્રથમ આઠ માત્રા પછી સાતને બદલે સરત ચુકથી કે થે આઠ ગણાઇ છે. પણ આઠ પ્રમાણે ઢાળ લેતાં બેશવાને હરકત નથી. કોઇ જગાએ સાત માત્રા પાછળથી કરી છે. મ. ન.

* યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ એવા યોગના આઠ અંગથી આ પરમ જ્યોતિ, સત્ય જ્યોતિને મેળવી શકાય છે. એવા સિદ્ધિ પામેલા યોગીઓ બ્રહ્મોપલબ્ધિમાન એટલે બ્રહ્મજ્ઞાની ગણાય છે અને સિદ્ધિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી યોગયુક્ત કહેવાય છે—અહિંસા, સત્યવચન અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ તે યમ "બાહ્યાંતર શૌચતા સંતોષ સ્વાધ્યાય, ધર્માભ્યાસ, તપ, જીતેંદ્રિય થઇ પરમાત્મામાં મન રોકવું તે નિયમ" પદમાસન, સિદ્ધાસન વીગેરે આસન "રેચક, કુંભક, પૂરક એ પ્રાણાયામ ચિત્તને શુભસ્થાનમાં ચોંટાડવું તે પ્રત્યાહાર" પરમાત્મામાં મન લગાડવું તે ધારણા. "ધ્યાન તે ધ્યાન કરવું." બ્રહ્મમાં આત્માનું લીન થવું એ સમાધિ.

સત્યે ઋષિઓ, પાર પામ્યા, ઓમયા સત્ય ઝાલો. ૬

## સ્ત્રિવણી વૃત.

સમ દમો પાળતાં ભાંગતો ભ્રાંતતા, તપવડે જ્યાં વશે પ્રેમ પવિત્રતા;
જ્ઞાન આસ્તિકપણું ને ક્ષમા રાખતો, તેજ બ્રાહ્મણ ખરો માનપદ પામતો;
શૌર્યને તેજને ધૈર્ય ચાતુર્યતા, શ્રેષ્ઠ ધીમાનને ન્યાય ઉદારતા,
સર્વને જોય પણ ભાવ જ્યાં એકછે, તેજ ક્ષત્રી ખરો શાસ્ત્ર માનેલ છે.
ખેડ સાથે કરે ઢોર રક્ષણ કિંવા, હોય વેપાર પણ સત્ય છોડે ન જ્યાં,
તોલમાં બોલમાં ન્યાયને સાચવે, તે ખરો વૈશ્ય જે એક હરિને જુએ;
ક્ષત્રી બ્રાહ્મણ અને વૈશ્ય ત્રણ વર્ણમાં, નિમક જેનું હલાલે કરે શર્ણમાં,
સત્યને ટેક સામું સદા ભાળતો, શુદ્ર જાણ્યો ખરો ધર્મએ પાળતો.

### જીવનમુક્ત.

## શાર્દુલવિક્રિડિત છંદ.

ચિંતાથી વસતો રહિત જગમાં, ભિક્ષા અદૈન્યે ચરે,
પાણી તો નદીના પીએ તટજઇ, નિદ્રા સ્મશાને કરે;
કિંવા નિર્ભય ગાળતા જીવનને, વનમાં સુખે સંચરે,
વસ્ત્રો વિણ બને કદિ પણ સુખે, ઉપનિષદો ઓચરે.

## કિંવા.

( યા હોમ કરીને પડો ફતે છે આગે ) એ રાગ.

એ વિરસ છતાં પણ રસીક જેવો ભાસે,
બન્ધુ વત્સલ કદિ, કઠોર રૂપ પ્રકાશે.
કરૂણાવાળો પણ, નિર્દય જેમ જણાશે,
તૃષ્ણા નહિ પણ, તૃષ્ણાળુ એ દેખાશે.
અંતરમાં શીતળ બની, આચાર પળાશે;
આવિષ્ટ કદિ પણ, અનાવિષ્ટમાં જાશે.
સંકલ્પ તણો સંન્યાસ, કરી વીચરતો,
ઇન્દ્રિય અર્થોમાં, આશક્તિ નવ ધરતો.
કૃત કૃત્ય થયો જ્ઞાનામૃતથી એ યોગી,
જાગૃતમાં દ્વૈત ન જુએ, ભલે રહે ભોગી.

કરતો પણ અક્રિય રૂપ બન્યો સંન્યાસે,
તે આત્મ ચિંતને ધન્ય, મયો ગુણ ગાશે.

### દોહરો.

પદ પ્રવેશનો માર્ગ આ પ્રેમે લીધો હાથ.
વિજય વિભૂતિ અચલ રહો, મુજ મતિએ જગનાથ.

( આતનરંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી ) રાગ.

મુજ નિંદાથી ખુશી બનેતો નિંદા કરજે મારીજી,
મુજપેં મોટો અનુગ્રહ જાણું, નિશ્ચય વાત વિચારીજી. ૧
કદિ સમક્ષે કિંવા પરોક્ષે યથેષ્ઠ નિંદા કરજેજી;
બહુ દુઃખ રૂપ આ જક્ત વિષે, પ્રિતિ લાભ ન કાંઇ મળશેજી. ૨
દૈન્ય નિરંતર સુલભ બન્યો આ, સુખહિન સંસારેજી;
દુઃખે પ્રાપ્ત કર્યું ધન જાતાં, દુઃખ સૌજન મન ધારેજી. ૩
દોષ ન જોતાં પોતાના પણ જોતા સૌ પરદોષોજી;
પરદોષેશો લાભજ કાઢો ! દોષોને શા ! પોષોજી. ૪
અપકારી પર કોપ કરીને, કેમ ક્લેશ મન ભરતોજી;
ધર્મ અર્થ મોક્ષાદિના શત્રુપર કોપ ન કરતોજી. ૫
ઇચ્છે શ્રેય કદિ કોઇ સુખીઓ ધન ઇચ્છા નવ ધરતોજી;
પ્રાપ્ત કરેલું ધન કરથી, પરસંતોષે વાપરતોજી. ૬
સુખી નિરોગી રહો સરવ અહાં, દુઃખ ન કોઇ પામોજી;
ભદ્ર પ્રાપ્ત સરવેને થાજો, માન મયા જશ ઝામ્યોજી. ૭

### સવૈયાની છાયા.

પરદારાપર રાખે વૃત્તિ, માતાના જેવી જ્યારે,
પરદ્રવ્યોપર મૃતિકા જેવી વૃત્તિને મરડે ત્યારે;
સર્વ ભૂતપર પોતા જેવી વૃત્તિથી જોતો ભારે,
તેજ ખરો નર જીવ્યો જીવ્યો, ધન્ય ધન્ય આ સંસારે. ૧
માતા પુત્રી બેન માશીને અવર નારની સંગાથે,
આસન એક કદિ નવ બેસો, સ્પર્શ કરો નવ તે સાથે;
ઇન્દ્રિય ગ્રામ ઘણો બળવંતો, મનગુણો ખંડન કરશે,
વિદ્વાનો પણ જાય તણાયા, કોણ ગતિ તારી ત્યાંછે. ૨

પ્રાપ્ત કરંતા રક્ષણ કરતાં, જતાં અર્થમાં દુઃખ જાણો,
કષ્ટ માત્રના આશ્રય કરતા, અર્થ વિષે ધિક ધિક આણો;
વિતથી અમૃત પ્રાપ્ત ન પામે, એવો નિશ્ચય જાણુ મને,
વૃદ્ધિ અંતે ક્ષય પણ થાતો, સંયોગે વિયોગ બને. ૪
પૂર્ણ થયું મન જેનું જગમાં, અમૃતરસથી પૂર્ણ બન્યો,
કામ ક્રોધાદિ લોભ તણા આ, નર્કદ્વાર છોડયા જગમાં;
સર્વ ભૂતમય એવો પ્રાણી દ્વૈત ભાવથી મુક્ત થયો
દાંત પડેલો નાગ ફરે તેમ, સર્વ અવિદ્યા ખોઇ રહયો.

## મંદાક્રાંતા છંદ.

જે કાંઇ કર્મો, સૌજ કરતાં, કારણો પાંચ ભાળ્યાં,
કારણ કર્ત્તા, દેહ કરણને, દૈવ ક્રિયા નિહાળ્યાં;
સદસત કર્મો જે સધાએ, પાંચ કારણથી ભાળો,
નિસંગ કેવળ, અવિકારી આ, આતમાં છે નિરાળો. ૧
દુર્બુદ્ધિઓ, સતન સમજે, હું કરૂં એમ માને,
ભાવ અહંકૃત કદિ ન છૂટયો, તો પછી કેમ જાણે;
જ્ઞાતા જ્ઞાનો, ને જ્ઞેયો, કર્મ પ્રેરક ન માને,
કર્મ કરણને, કર્ત્તા એ ત્રણ, કર્મ સંગ્રહ ન જાણે. ૨
ત્રિગુણ ભેદે જાણ કર્ત્તા, કર્મને જ્ઞાન આંહી,
મુજ મતિ પોંચે, તેમ જણાવું, દોષ લવલેશ નાહિં;
સાત્વિક કરતા, અલગ રહીને, ધૈર્યથી હોંશ ધરશે,
મમતા છોડી, નીર વિકારે, ધર્મથી કર્મ કરશે. ૩
મમતા વાળો હોંશ રાખી, આત્મ હિંસા કરીને,
શોકે હરશે એજ કરતા, તે રજોગુણી થઇને;
અયુક્ત શઠને, મૂઢ જેવો, ખેદીને દીર્ઘ સૂત્રી,
તમો ગુણીએ, કર્ત્તા માન્યો, શાસ્ત્રમાં બ્રહ્મ મૂર્તિ. ૪
ધર્મ સમજતાં કર્મ કરતો, પ્રીતિ મમતા ન ધરતો,
સાત્વિક તેના કર્મ જાણ્યા, ફળની ઇચ્છા ન કરતો;
ઇચ્છા રાખી કર્મ કરતો, હું પણું થાય જેમાં,
અતિ ઉદ્યોગે ફળો શોધે, તો રજસ ગુણ તેમાં. ૫

શુભ વસ્તુનો ત્યાગ રાખે, બંધ કર્મો ગણાયાં,
પ્રાણી હિંસા વિના વિચારે, તામસે તે જણાયાં;
સૌ ભૂતોમાં અવ્યય ભાવે, આતમાને નિહાળે,
વસ્તુ જૂદી હોય ભલે પણ, એક રસ સર્વ ભાળે. ૬
સાત્વિક તેનું જ્ઞાન જણાએ, વિશ્વમાં ધન્ય તેને,
હુંપદ છોડી સમ આચરતો, ભેદ નવ કાંઇ જેને;
જૂદો જૂદો, જુએ જેઓ, આતમા જીવ રૂપે,
રાજસ જ્ઞાને જાણુ જીવો, ભેદ રાખે સ્વરૂપે.
સાર ન પામ્યો કાંઇ ન જગમાં, આ ખરા તત્વનો જે;
તમો ગુણીએ જ્ઞાન જાણો, ફક્ત ઉદર ભરે જે.

દોહરા.

બુદ્ધિ ધૃતિ સુખ ત્રિગુણ કૃત, ત્રિવિધ ગણાયા સાર;
મૂળતત્વે જાહેર કર્યા, ગીતામાં આ વાર. ૧

કર્મ માર્ગ કર્તવ્ય શું ? ભયને બંધ જણાય;
અકર્તવ્યતા ક્યાં વળી, અભય મોક્ષ ક્યાં થાય. ૨

જે બુદ્ધિ જાણે સુધા, ધર્મ વિષે રળિયાત;
સાંત્વિક તે ધારણ કરે, વિરલો કોઇ સુજાત. ૩

જે બુદ્ધિથી ધર્મને, અધર્મ નવ સમજાય;
કામ યથાવત્ નવ સૂજે, રાજસ બુદ્ધિ જણાય. ૪
અધર્મને ધર્મો ગણે, અનર્થ ગણતો અર્થ;
ધિક બુદ્ધિ આ તામસી, ફક્ત પ્રેયમાં સ્વાર્થ. ૫
જે ધૃતિએ મન ઇન્દ્રિને પ્રાણ ક્રિયા વશ થાય;
અવ્યભિચારિણી વૃત્તિ તે, સાત્વિક ધીરજ ગણાય. ૬
ધર્મ અર્થ ને કામનો, પ્રયત્ન કરતી જેહ;
સ્વપ્ને મોક્ષ ન સાંભળે, રાજસ ધીરજ તેહ. ૭
વિષાદ, ભય મદ શોકને, નિન્દ્રામાં ગરકાવ;
એ ધીરજ છે તામસી, તેને તું અટકાવ. ૮
જે સુખ અગ્રે વિષ સમ, અંતે અમૃત થાય;
તે સુખ સાત્વિક જાણતું આતમ જ્ઞાન જણાય. ૯

અમૃત જેવું પ્રથમ થઇ, અંતે વિષ જણાય;
રાજસ સુખ ઇન્દ્રીય વડે, વિષય સાથ જોડાય. ૧૦
ઊંઘ આળસને મોહથી જે સુખ પેદા થાય;
આત્માને ભુલવે સદા તામસ તેજ ગણાય. ૧૧
પૃથ્વી કે કો સ્વર્ગમાં, દેવોમાં પણ એમ;
ત્રણ ગુણથી અળગો નહિ, સત્ય મયા ધર નેમ. ૧૨

## માલિની છંદ.

*મહદ તિરથ કાશી દેહને જાણ કાશી,
ત્રિભુવન ઉદરે આ, જ્ઞાન ગંગા પ્રકાશી;
પરમ અડગ ભક્તિ, તે ગયાજી સ્વરૂપ,
નિજ નિજ ગુરૂચરણે, ધ્યાન યોગ પ્રયાગ.

સકલ જન તણો જે, શાક્ષિભૂતાંતરાત્મા,
અખિલ અખિલ વિશ્વેશ, જાણતા કો મહાત્મા;
સરવ તિરથ મારા દેહ વિષેજ ભાળું,
અવર તિરથને હું એ વિના ના નિહાળું.

કાશીપંચક.

## વસંતતિલકા.

અષ્ટાંગ યોગથકી જ્યોતિ સ્વરૂપ માંહે,
ઉત્કૃષ્ટ ચિત્ત ધરીને, દ્રષ્ટી ખીલાવે;
જેણે સુણ્યા હૃદય અનહદ નાદ ભારી,
રહેશે સદૈવ પુરૂષ તે આનંદકારી. ૧
હું સત્ય જ્યોતિ ઇચ્છતો એ નેમ લીધો,
આ ગર્ભસ્થાનથી હરિ અતિશે હું બીધો;
લીધાં અનંત જન્મો, બહુ દુઃખ પામ્યો,
આધિ ઉપાધિ અને વ્યાધિ થકી વિરામ્યો. ૨

*समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यंतं यः पश्यति सपश्यति ॥

અહાવે અમરપદ તણો મુજ કાળ આવ્યો,
એ જો ગુમાવ્યો પછી કો દીન નાહી ફાવ્યો;
માટે તું કર અતિ કૃપા મુજપેં હરિરે,
નિષ્કામ કર્મ કરૂં ને માગું ફરીરે. ૩

પ્રાતઃસમે ઉઠી લહું સય્યાં તજીને,
વ્યવહાર દેહ થકી શૌચ પ્રવૃત થઇને;
સંયમ ભુમી સ્થિત કરી, આસન વાળી,
જપ ધ્યાન પ્રાણ રોધે તુજને નિહાળી. ૪

તત્વો તણો હર હમેશ કરૂં વિચાર,
રાશી વિષય તણી તજી લહું એજ સાર;
નિશ્ચેષ્ટતા શરીરને, વળી અંતરોમાં,
કર્તવ્ય કર્મ સઘળા થાજો જગોમાં. ૫

ભોજન સમે કરીશ નિત્ય હું વૈશ્વદેવ,
સાયંસમે ફરી કરૂં નિત તારી સેવ;
આપો નિજાનંદ વિભુ તુજ શીશ નામું,
અંતે મળે જય ધ્વનિ, સદભાવ પામું. ૬

પ્રલ્હાદજી પોતાના પીતાને કહેછે કે.

પદ.

આ કૃત્ય મંત્રથી નથી કરેલું, સ્વાભાવિક નવ જાણ્યુ,
પણ અનંત વિષ્ણુ વસ્યા હૃદય સામાન્ય સ્વભાવે માણ્યું;
હે તાત ! અવરના પાપ, દુઃખને ચિંતવતો જે નાહિ,
પર દ્રોહાદિ અભાવથી તો, પાપા ગમ છે કયાંહી. આ૦

કોઇ મનસા વાચા કર્મ વડે, પરપીડન કરતો જ્યારે;
તે પરપીડનથી જન્મ રૂપ બીજ, રોપાએ છે ત્યારે. આ૦
આ સર્વ ભૂતોને મુજમાં રહેલા, કેશવને નિહાળું;
તો પરપીડન રૂપ પાપ ન ઇચ્છું, નહિ કરૂં નહિ ઉચ્ચારૂં. આ૦

સર્વ જગામાં શુભ છે ચિત્ત જેનુ તેને દુઃખ કયાંથી;
જે સર્વ ભૂતમય હરિને જાણે સુધ ભક્તિ રહે ત્યાંથી. આ૦

રે ! દાન દયા દમ ધર્મ તણી ત્રિમૂર્તિ જ્યારે ધરશે;
આ વિજય ધ્વનિને પ્રાપ્ત કરીને અખંડ શાંતિ મળશે. આ૦

ॐ शांतिः शांतिः शांतिः

## લાવણી.

બળ વિના ક્યાં વૈરાગ્ય કિંવા કો ભક્તિ,
આત્માનું ભવ નવ લહે, માત્ર જ્ઞાનોથી;
પણ સર્વ ઉપાયો સાથ યત્ન જે કરતો,
તે બ્રહ્મ સ્થાન જઇ ફરી દેહ નવ ધરતો.

મંડુકય.

એક છિદ્ર પાત્રમા પડ્યું કદિ જો નાનું,
તે પાત્ર માંહી જળ સ્થીર કેમ રહે છાનું;
તુજ ખટ રિપુમાનો એક કદિ ન હણાયો,
તો દિવ્યજ્ઞાન કેમ રહે ભમે ભૂલાયો.

મનુ.

## દ્રુતવિલંબિત વૃત્ત.

નર તું સાત્વિક* સપ્ત ભૂમિ ધરે, મરણ જન્મ ભિતી તુજની ટળે;
સરવમાં તુજની પરિપૂર્ણતા, મહદ જ્ઞાની નરો હર ઇચ્છતા. ૧
પ્રથમ શુભ તુ સૌ મન ઇચ્છજે, શમ દમો ષટ્ સંપતિ રાખજે;
દ્વિતિય ભૂમિ ગણીશ વિચારણા, અલખના લખમાં કર ધારણા. ૨
મનનને નિદિધ્યાસનમાં રહે, ક્ષણિક આ જગને નવ તું લહે;
ત્રતિય ભૂમિ ગણો તનુ માનસા, તન મને અનુરાગ થયો તદા. ૩
વિષય છોડવવા મન ત્યાં ચહે, અવરને તજી આતમને લહે;
ચતુરથી ભૂમિકા સત્વા પતિ, સરવ સાધકની હરતી મતિ. ૪

---

* શુભેચ્છા, વિચારણા, તનુ માનસા, સત્વાપત્તિ, અસંસક્તિ પ-દાર્થાભાવિની તૂર્યગા એ પ્રમાણે સાત ભૂમિકાઓ સાત્વિકધ્યાન માટે કહી છે.

મ. ન.

ગણુ તું આ અસંસક્તિ પાંચમી, અનુભવ્યું સતને ભમણા મટી;
જગ પદારથમાં નહિ ભાવરે, ભૂમિ તું છઠ્ઠી સાધે તાહરે. ૫
ક્ષય થઇ સઉ તુજની વાસના, જનમને મરણો રહે પછી ક્હાં;
સિધ કરી ભૂમિ જ્યાં નર તૂર્યગા, પરમ જ્યોતિ મળિ ગઇ આપદા. ૬



# મહારાજાશ્રી જનક વિદેહીએ શુક દેવજીને એકાગ્રતા માટે કરેલો બોધ.

## નારાચ છંદ.

* ઘૃતાચિ અપ્સરા શુકી સ્વરૂપથી મહી વિષે,
વિહારતો અપાર ભોગવે ફરી વને વને;
સ્વરૂપ એકવાર દિવ્યથી વને પ્રકાશતી,
સુશોભિતા શી ! સુંદરી સકામને જગાવતી. ૧
મુનિ શ્રી વેદ વ્યાસને નિહાળી અપ્સરા નકી,
અનંગ અંગ વ્યાપિયોજ વિર્ય સ્થાન ભ્રષ્ટ થઈ;
સ્ખલિત તાંહી પામતું, પડે મહી વિષે જહાં,
મહાન વિર્યથી થયો, સપૂત શુક દેવ ત્યાં. ૨
શરીર સોળ વર્ષરૂપ જન્મ પામતાં થયું,
લલાટ ભવ્ય તેજથી સુશોભિતું વિધી લહ્યું;
વિરાગ જ્ઞાન જન્મથી ઉદાસીરૂપ એ થયા,
નકાર જક્તનો કરી વનેજ તુર્ત સંચર્યા. ૩
પિતા કહે શું ! પુત્ર જક્તના અનુભવો વિના,
વને તમે ન સંચરો, મુખે લહું હું સત્ય આહાં;
નમાની વાત પુત્રને પિતા નિરાશ તો થયા,
ભમે યથેચ્છ જા સુખે, મુનિજી વ્યાસ ઓચર્યા. ૪

---

* ઘૃતાચિ નામની અપ્સરા પોપટીનું રૂપ ધારણ કરી વનમાં વિહાર કરતી, તેણે વનમાં એકવાર સ્રીનું દિવ્યસ્વરૂપ ધારણ કર્યું, તે વ્યાસમુનિના જોવામાં આવ્યું. મ. ન.

પુરીજનક વિષે જઈ, વિદેહી પાસ તું જજે,
સપૂત હોય તોજ વેણુ, એટલું તું માનજે;
પિતાનું વેણુ પાળવા ગયા વિદેહી પાસ તે,
વિદેહીરાજ બોધ જ્ઞાન દો મને ઘટેજ તે. ૫

વધા વિદેહી ગર્ભજ્ઞાની શુકદેવજી તમે,
શિરોમણિ પ્રભુ શું ! જ્ઞાન આપીએ વળી અમે;
હું પામરોની પાસ કેમ આમ વેણુ ઓચર્યા,
અહો ! વિદેહી જ્ઞાન જ્ઞાન ફેર શુકજી વધા. ૬

નમાની વાત શુકજી કહે વિદેહી તે સમે,
નિરૂપયોગી કોઈ ચીજ જકતની કહો મને;
નમર્મ શુકદેવજી વિદેહીનું તહીં લણા,
નકામી ચીજ શોધવા વિદેહી પાસથી ગયા. ૭

જુએ જુએ જહીં જહીં નકામ વસ્તુ સાંપડે,
ચમત્કૃતિ પ્રભુ તણી સકામનો ધ્વનિ પડે;
અવાજ થાય સર્વ વસ્તુમાંથી હુંજ કામની,
નહિ જડે નહિ જડે ન વસ્તુ કો ન કામની. ૮

વિદેહી પાસ શુકજી નિરાશ પામી આવીઆ,
કહો મુનિ શી વસ્તુને નકામી આપ લાવીઆ;
નકામી ચીજ દેહમારી, એમ શુક બોલતા,
દેહાભિમાન છુટીગો ન કાંઈ વાત ખોલતા. ૯

ફરી વધા મુનિ તહી વિદેહી જ્ઞાન દો મને,
હજી શું ! જ્ઞાન શુકજી રહ્યુંજ બાકી આપને;
સુવર્ણ થાળ માંહી પુર્ણ તેલને ભર્યું પછી,
વિદેહી શુક આપતાં મુખેથી બોલતા ફરી. ૧૦

મુનિ સ્વહસ્ત થાળ માનું તેલજો કદિ ઢળે,
અનુચરો તમારૂં શીર આ અસિથી છેદશે;
અનુચરોની સાથ શુકદેવ નગ્રમાં ગયા,
નખે ! ઢળાય તેલ તાંહી એક વૃત્તિમાં રહ્યા. ૧૧

પ્રદક્ષિણા કરી વિદેહી પાસ શુક આવીઆ,

સુવર્ણ થાળમાંનુ પૂર્ણ તેલ પાછું લાવીઆ;
મુનિ તમે શું નગ્રમાં દીઠું હતું કહો મુને,
દીઠું ન કાંઇ સાંભળ્યું ન વૃત્તિ તેલમાં રમે. ૧૨

નિરાંતથી હું આપને કરીશ બોધ તો ફરી,
સુવર્ણ થાળમાં જમો મુનિજી પ્રેમને ધરી;
જડિત રત્ન આસને મહામુનિ બિરાજીઆ,
વિવીધ જાત જાતના પ્રસાદ તાંહી લાવીઆ. ૧૩

શિલા ઉંચે મહા ધરી પડું પડું થઇ તહાં,
ખરે ! પડે, નકી પડે, ન ભાવ તો પ્રસાદમાં;
જમ્યા શું તે ન જાણીઊં સચીત ચોટયું ઉપરે,
ઉઠયા મહામુનિ પછી વિદેહી બોલતા ખરે. ૧૪

પ્રસાદ ભાતભાતના જમ્યા કયા પ્રભુ હરે,
મુનિ કહે ન જાણીઊં સચિત્ત મુજ ઉપરે;
સચોટ આતમા નિહાળશો તમો મુનિ ખરે !
વિદેહી શુકને કહે ન જક્ત બાધ તો કરે. ૧૫

## * પદ.

સ્વામીની રક્ષા કરજો, પ્રભુ મારા સ્વામીની રક્ષા કરજો—એ રાગ.

પ્રભુ ગુણ કેમ ગણાશે. વિરલા........પ્રભુ ગુણ કેમ ગણાશે. ટેક.
મુજ મન વેણુ ઉલંઘન પામ્યું, શ્રુતિ ભયભીત જણા.....શે;
વિરલા........પ્રભુ ગુણ કેમ ગણાશે.
અનહદ ગુણ વશે વિભુ હૃદયે, રસના કેમ ભણા.....શે;
વિરલા........પ્રભુ ગુણ કેમ ગણાશે.
મધુમય અમૃત વેદ ગીરાને, બ્રહ્મવિદ મુખથી તણા.....શે;
વિરલા........પ્રભુ ગુણ કેમ ગણાશે.
સ્થીતિ લયને ઉત્પત્તિ જગની, ઘણી ઘણી વાર છણા.....શે;
વિરલા........પ્રભુ ગુણ કેમ ગણાશે.

---

* અલાપથી સ્વરને લંબાવવા સારૂ........આવાં ચિન્હ કરેલાં છે. મ. ન. બ્યા.

ધ્રુવ નરસિંહ પ્રલાદ સમા કહિ, ભક્ત ભીઓથી જણ્યા......શે;

વિરલા.........પ્રભુ ગુણ કેમ ગણાશે.

મંદ પુરૂષ સંશય અતિ લઇને, અનહદ ગોથાં ખા......શે;

વિરલા.........પ્રભુ ગુણ કેમ ગણાશે.

ઇચ્છ સદા જ્યોતિ સત્ વિભુની, તો ભવ પાર તરા......શે;

વિરલા.........પ્રભુ ગુણ કેમ ગણાશે.

ॐ शांतिः शांतिः शांतिः "

---

# आ आनंदनी विजय ध्वनि छे,

